# કાવ્ય-કલ્લોલ.

કર્તા અને પ્રકાશકઃ—

**દ્વિવેદી સાંકળેશ્વર હરગોવિંદ**

પંઢરપુર

સંવત ૧૯૮૭ સન ૧૯૩૧

કિંમત રૂ. ૨-૮-૦

મુદ્રક: નટવરલાલ ઇચ્છારામ દેસાઈ
મુદ્રણ સ્થાન: "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ નં. ૧.
પ્રકાશક: દ્વિવેદી સાંકળેશ્વર હરગોવિંદ,
કંસારા ઘાટ, પંઢરપુર, જીલ્લા સોલાપુર.

ॐ

# પ્રસ્તાવના



દરેક પુસ્તકના પ્રારંભમાં તેની વાસ્તવિક પ્રસ્તાવના લખેલી હોય છે, એ એક સામાન્ય ધોરણુ જ છે તો એ પ્રથાને હું પણુ અત્રે યોગ્ય સ્થાન આપવાને પ્રેરાઉં એ કંઈ અસ્થાને તો નહીં જ ગણુાય.

આપણી ગુજરાતી સાહિત્ય વાટિકામાં આવાં અનેક મંજુલ પુષ્પો વાંચક ગણુની સેવામાં વખતો વખત રજુ થાય, તેમની નવીન ખુલતી ભાવનાઓને દિવ્ય પોષણુ મળે, જીવનકાળના અલ્પ પરિચયને પણુ સંપૂર્ણું આલ્હાદિત કરી ઉત્તમ ચારિત્ર્યની નવોખી તેજી ઉદ્દીપન કરે અને સ્વનિર્ણીત કર્મયોગનો અપૂર્વ બોધપાઠ શિખવે તેમ જ ઉમદા માનવ જીવનની અણુમોલ કિંમત દુનિયાની પચરંગી અનેક પ્રજાઓ સાથે તુલનાત્મક ભાવે સિદ્ધ કરાવવામાં ઉગ્ર હરિફાઈ ધરાવનારા થાય, એ માંગલિક પ્રસંગ જોવાને તેમ જ અનુભવવાને કોણુ આતુર ન હોય ?

મારા તરફથી છુટક છુટક કાવ્યો અઠવાડિક કિંવા માસિક પત્રોમાં પ્રસિદ્ધ થયેલાં તે ઉપરથી મારા સ્નેહીઓએ મને તે અને

બીજાં સર્વ કાવ્યો એકત્ર એક પુસ્તકરૂપે પ્રગટ કરવાની ઉત્સાહ પ્રેરક સલાહ આપેલી તેના લીધે આ સાહસ કરવાને હું નિમિત્તભૂત થયો છું. હું પોતે કવિ નથી તેમ જ તે પદ મેળવવાની જિજ્ઞાસાથી પણ મેં આ શ્રમ કર્યો નથી પરંતુ કેવળ નૈસર્ગિક પ્રકૃતિનો જે મને શોખ છે અને તેના લીધે ભિન્નભિન્ન પ્રસંગે જે જે વિચારો સ્ફુર્યા તે યથામતિ કાવ્યરૂપે આપની પવિત્ર સેવામાં રજુ કરવા નમ્રતાપૂર્વક રજા લઉં છું.

મારી આ કાવ્યશૈલીને એક અલ્પ સેવા માની તેમાંથી આપને જે રુચિકર લાગે તે ગ્રહણ કરી, પ્રસંગ વિશેષે થયેલી ભૂલની ક્ષમા આપી, અન્ય ઉમેદવારોને આથી વધુ ઉમદા સેવા કરવા ઉત્તેજન પૂર્ણ આહ્વાન કરશો તેમ જ જે જે પૂર્ણ યશસ્વી નિવડ્યા હોય તેમને યથેષ્ટ સન્માનનીય સત્કાર અને ઉજ્વળ અભિનંદન આપશો એ ઇચ્છા સાથે હું અત્રે વિરમું છું. मुज्ञेषु किं अधिकम्? અસ્તુ. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

પંઢરપુર

દ્વિવેદી સાંકળેશ્વર હરગોવિંદ,

# પરિચય



"કાવ્ય કલ્લોલ" એ રા. સાંકળેશ્વરભાઇએ જુદી જુદી મનોદશામાં હૃદયની ઉછળેલી ઉર્મિઓ અનુસાર ગુંજેલાં કાવ્ય-ખંડોનો સંગ્રહ છે. સાંપ્રત યુગમાં કાવ્યો, ટુંકી વાર્તાઓ, નવલકથાઓ, એકાંકી નાટકો, નિબંધો સારા પ્રમાણમાં લખાઇ પ્રકાશમાં આવ્યાં છે. દેશની સર્વ દિશાઓમાં થતી પ્રગતિ સાથે સાહિત્યની દિશામાં પણ સારી પ્રગતિ થઇ છે, એ આનંદ પામવા જેવી વાત છે. કિન્તુ સાહિત્યનો મુખ્ય ઉદ્દેશ-મુખ્ય હેતુ-જે સાહિત્ય ભોગીઓને ઉચ્ચ અને ઉચ્ચ કોટિએ લઇ જવાનો છે. કાન્તાનાં મધુરાં વચનથી મધુરતા ઝરતાં વચનો વડે સત્ય કથનનો ઉપદેશ આપવાનો છે. નીતિનો બોધ, બુદ્ધિનો વિકાસ અને ચિત્તની શાંતિ જહેનાં મહા મોંઘાં વરદાનો છે એ'વા સત્સંગનો પરિચય કરાવવાનો છે. અને પારસમણિના સ્પર્શની પેઠે જે જે મનુષ્ય એ સાહિત્યનો સ્પર્શ પામે ત્હેને શુદ્ધ કાંચન સમો નિર્મળ, તેજસ્વી, સ્થિતપ્રજ્ઞ અને સાધુચરિત બનાવવાનો છે તે ઉદ્દેશને ઉત્તમ પ્રકારે પાર પાડે એ'વું શિષ્ટ સાહિત્ય પ્રમાણમાં ઓછું લખાયું છે. કેટલુંક સાહિત્ય તો એવું ઝેરી અને મલીન લખાયું છે કે જેહનાં વાંચનથી કુમળી વયનાં બાળકો તથા યુવાનો યુવતીઓ અવળે માર્ગે પાપને પંથે ચઢી જઈ ઉચ્ચ ગતિને બદલે અધોગતિને પામે છે. આવા ઝેરી સાહિત્યની સાથે સરખામણીમાં થોડું પણ જે શિષ્ટ સાહિત્ય-પૂર્વની સંસ્કૃતિનો પરિચય આપનારૂં સાહિત્ય લખાયું છે ત્હેની કિંમત આ યુગમાં ઘણીજ મોટી છે; અને એ'વાં સાચાં શિષ્ટ સાહિત્યની વૃદ્ધિ આવકાર-

દાયક અને ઇચ્છવા યોગ્ય છે. રા. સાંકળેશ્વરનું "કાવ્ય-કલ્લોલ" શિષ્ટ સાહિત્યની કોટિમાં સ્થાન પામવા યોગ્ય છે એ નિર્વિવાદ છે. કારણુ કે એ પુસ્તકમાંનાં કાવ્યોનો રસ ઉત્તમ પ્રકારની ઔષધિસમ સેવન કરવા યોગ્ય અને હિતાવહ છે એટલુંજ નહિ પણુ એનું સેવન જેમ વધારે કરવામાં આવે તેમ મનોબળ, બુદ્ધિબળ, આત્મબળ અને આનંદપૂર્ણ હોવાથી શારીરિક આરોગ્ય પણુ વૃદ્ધિ પામે છે.

"કાવ્ય-કલ્લોલ"નાં કેટલાંક કાવ્યો, નીતિનો બોધ આપે છે. કેટલાંક વ્યાહવારિક જ્ઞાનનું ગમ્મત સાથે શિક્ષણુ આપે છે. કેટલાંક લાગણી પૂર્ણ શ્રવણુને કટુ પણુ પરિણામે મિષ્ટ વચનોવાળાં છે અને કેટલાંક ઇશ્વર સ્તવન, ભક્તિપૂર્ણ આત્મનિવેદન અને દુઃખીનું દુઃખ જોઇ રડી ઉઠતાં હૃદયે ઈશ્વરને પણ ઉપાલંભ આપતી નિખાલસતાથી તરબોળ છે. કેટલાંક કાવ્યો કુટુંબ-વાત્સલ્ય સ્વદેશપ્રેમ તથા પવિત્ર સ્નેહની ઝાંખી કરાવે છે. કેટલાંક કાવ્યો પ્રકૃતિની શોભાનું એવું સરસ અને હુબેહુબ વર્ણન આપે છે કે, એ કાવ્યોના ગાનને સમયે ગાનારને પોતે કોઇ દિવ્ય સૃષ્ટિમાં મ્હાલતો હોય-વિહરતો હોય એવું ભાન થાય છે.

થોડાંક દષ્ટાંતો લઈશું:-

"સ્વાશ્રય વડે બળ મેળવ્યું, કદિ કેળવી નિજ દેહને,
બળવાનનું ગુમાનપણુ અંતર વિષે નહીં જેહને;
ત્રિલોકની તૃષ્ણા ત્યજી દીન દુઃખીની વ્હારે વહ્યા,
માતા કુખે લઈ જન્મ સાચા અમર આ જગમાં થયા.

× × × ×

નિર્દોષ નીતિમય જીવન જપ-તપ ક્રમે જો આચરી,
સ્વપ્ને પીડા પરને કદિ કરવા ન વૃત્તિ વિચરી;

સંયમ અખંડિત પાળવ્યો પ્રભુપદ અચળ નિત જે રહ્યા,
માતા કુખે લઈ જન્મ સાચા અમર આ જગમાં થયા;
(અમર આ જગમાં થયા.)

આ કાવ્યમાં આદર્શ નીતિમાન પુરૂષોનાં લક્ષણો સુંદર રીતે દર્શાવ્યાં છે. વળી,–

"જુઓ વિશ્વનો ખેલ છે સર્વ ખોટો,
કદિ સાંપડે શાલ કે દોરી લોટો;
મળે ભાખરી ટુકડો જો ન સુકો,
પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મૂકો.
અમીરી ગરીબી નથી રોજ રહેતી,
સરિતા જુઓ જાય છે જેમ વ્હેતી;
અનીતિ તમે ઓળખી નિત્ય થુંકો,
પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મુકો;

વગેરે.

× × × ×

ખાધું નહીં પીધું નહીં નીચાં કુળે જન્મ્યા ભલે,
વળી પૂર્વ કર્મ વડે કદિ આવી મળે ભૂંડી વલે;
પોષ્યું ઉદર ભિક્ષા વડે તો લેશ ના દરકાર છે,
અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે;

વગેરે.

× × × ×

એ ઉપરાંત "હીશ કોને શોભે;" "દુઃખમાં ઓજસ્વિતા;" "સત્યની દીક્ષા;" "માલિક કે માવતર;" "હૈયું હાથ જ હોય તો;" "ઉદ્યમ;" "કરવું અને કહેવું;" "અવસર;" "વડપણ;" "પાપ;" "વાણી;" વિગેરે નીતિનો બોધ ઝરતાં કાવ્યોના ઉદાહરણો છે.

## સુધરવા

શિખામણ સુધરવા સોનાથી સરસ સૌને,
વાતમાં વિસાત કાંઇ લાગે તો વિચારજો:-
રોગનાં ઓષધ શોધ્યાં જડે છે તમામ પણ,
સ્વભાવનું ઔષધ તો નથી એમ ધારજો;
માટે ગુરૂ મનતણો મનને જ માની લઈ,
ઉંડા અર્થ ઉકેલજો પુણ્ય અને પાપના;
સ્થિતિ અને શકિત ખરી વિચારીને વારવાર,
પરના નિહાળી ગુણ, દોષ જોવા આપણા.

આ કાવ્યમાં ભાષાની ઝળઝમક, મીઠાશ અને સરળતા છે. અર્થ ગૌરવ છે. વ્યાહવારિક જ્ઞાનનું એમાં શિક્ષણ છે.

---

## દગો

દગો દેવા કે'વું સરલસમ તેં વર્તન સજ્યું !
અરે એ સ્મર્ણોથી દુઃખિત દિલ કે'વું બળી ગયું !
નીતિ તત્વે એ'નો કુદરત ખરો ન્યાય કરશે,
છતાં એ દૃશ્યો ના હૃદયપટથી ભૂંસઈ જશે.

× × × ×

કટુતા કે'વી એ પરિસ્થિતિ અ'મારી અનુભવે !
જીવાત્મા કંપે તો થરર થર લાખાગ્રહ—હવે,
શરે વીંધાયેલું નીરજન વને દીન હરણું;
અટુલું એ જહેવું જીવન પણ મારૂં દુઃખી ઘણું !

આ કાવ્યમાં દગાનો ભોગ થયેલાં પ્રાણીના સ્વાભાવિક ઉદ્દગારો સુંદર રીતે ગુંથાયા છે—ગુંજાયા છે. દગાખોરોથી સાવધ રહેવાનું વ્યાવહારિક જ્ઞાન એ કાવ્ય આપે છે.

---

## ધોળા થયા

ધોભી તણા જામાતૃ થઇને ડ્રેસ ધોળો પ્હેરવો,
છે પટ પડે જો સ્હેજ તો લઈ બ્રશ અને ખંખેરવો;
ચસ્મા વિના ચાલે નહીં પોલીશ જોડા ખાય બહુ,
બીલ વોચ મેકરનાં ચઢે ચ્હા પાનનું તો શું કહું.
જાકીટમાં પાકીટ ફોટો ફાંકડો લાકીટમાં,
થાકી ગયા મિજલસતણી કૈં રોજની કિટકિટમાં;
આવક થકી દોઢો ખરચ જ્યાં સર્વનો અંકાય છે,
શું ઉગરે ત્યાં મુજ સમા ઉડાઉ દિલ પંકાય છે. વિગેરે.

આ કાવ્યમાં રૂઢ થયેલા અંગ્રેજી શબ્દોની છાંટથી ભાષાની ઝડઝમકમાં ઓર ચમકાટ આવ્યો છે, અને સાથે સાથે હાસ્યરસની ઝમાવટ સારી જામી છે. વળી કટાક્ષની તીખાસનો વ્યવહારી કુશળતાના જહેને વાખા છે અને અવિચારીપણું જહેના બાપનું છે એવા ઉડાઉ જીવડાને સારી પેઠે સ્વાદ ચખાડવામાં આવ્યો છે. કાવ્યનો પ્રવાહ અસ્ખલિતપણે, આ કાવ્યમાં, ભાષાની સરળતાને લઇને વહ્યા કરે છે. આ ઉપરાંત

"પડી માથે" "હોટલ," "ચ્હાદેવી," "ગુજારી દિન લેવાના," "કલિયુગ," "કેમ કર્યું," "અનુકંપા," "કલિથી ઉગારજે," "ખોટી રાહત," "વડપણ," "સમાધાન," વિગેરે કાવ્યો દુનિયાદારીનાં ડહાપણની ખાણ સમાં છે. એ કાવ્યોમાં સ્થળે સ્થળે સ્પષ્ટ વકતાપણું ઝળકે છે.

---

## માલ મીઠા મફતના

અગીઆરીઓના આંક ગોખી બ્રાહ્મણો પરણાવતા,
કવિતા વળી કંઈ બોલીને એકાદશા જ સરાવતા;
ભોળાં જનો સમજે નએ દઈ દક્ષિણા નમતાં ખરાં,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા.

× × × × ×

ગણી સોળ પંચા બ્યાસીને હિસાબ ખેડુતના કર્યા,
છુટમાં મુકયા કહી મુખ થકીને ફેર સરવાળે ધર્યા;
વિશ્વાસના ધરનારને વણિકો કરી દે પાધરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા.

વિગેરે વિગેરે.

---

## શ્રીમંતાઇ

પ્રભાતે સેજથી ઉઠી નિશાએ સેજમાં સુએ,
ન બુદ્ધિ ત્યાં સુધી કલ્પી શકે પ્રતિકુળતા શુંએ;
મસાલાથી કઢેલાં પય પીએ સોનાતણા પ્યાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો પીછાણે શું વિના ખ્યાલે ?

મળે મોટર સફર કરવા, સિનેમા મનમગન કરવા,
પડે જો તાપ તો છત્રી સદા સેવક શિરે ધરવા;
ખરચવા વીસ સુરતી તો અરે જ્યાં રોજ નહીં ચાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો પીછાણે શું વિના ખ્યાલે ?

× × × ×

હજારો દિન તણી મહેનત પલકમાં જાય ધોવાઈ,
નથી સ્હામે મળ્યા કોદી ઉઠે ત્યમ મારવા ધાઈ;
ભલે શ્રાવણતણાં નીરો પછી તો દડદડે ગાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો પીછાણે શું વિના ખ્યાલે ?

તેમજ

કૈં વિવિધ ફળ ફુલ પાનને વળી ધાન્ય પ્રભુએ છે કર્યાં,
એ સ્વર્ગના સ્વાદો સદા માનવ ચરણમાં છે ધર્યાં;
નિર્દોષ પંખીના શિકારે તે છતાં શાને ગયાં ?
નિર્બળ તણું ભક્ષણ અરે કરવા નથી બળીયા થયા.

વિગેરે

"ગુંગળાય શી મોટાઇમાં", "દીવાળી", "ગામ કે ધામ", "હોટલ", એ ઉપરાંત "મેલાં હૃદય", "વૈધવ્યતાના કોડ યાને વૈદિક વિધિનું ખૂન", "કાળો ટબ્બુ", "વ્યર્થ ભાવના", "ગોમુખા વ્યાઘ્ર", "અમારી ઝુંપડી", "પાપીની પીછાણ", "જુના જોડા તણો માર છે", "જાવું ઠર્યું પણ આખરે", વગેરે કાવ્યો લાગણીપૂર્ણ કટુ છતાં હિતકારી વચનો સ્પષ્ટપણે ઉચ્ચારી સાચો ઉપદેશ આપનારાં છે. "શ્રીકૃષ્ણ સ્તોત્ર"માં પદલાલિત્ય સાથે ઉપમાનો ઝળકાટ છે. શ્રીકૃષ્ણનાં ગુણગાનથી અર્થનું ગાંભીર્ય હૃદયને ડોલાવે છે. વળી "ધન્ય અવતાર" નામનું કાવ્ય જીવનનું સાર્થક શામાં રહેલું છે

તે એક પંક્તિમાં જણાવી દે છે કે–"અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે." આર્થિક સુખો, ભોગવિલાસો, બુદ્ધિ, ચાતુરી મળો વા ન મળો પણ જો પ્રભુ પ્રતિ પ્રેમ ઉત્પન્ન થશે તો પછી જીવન સફળ જ થયું. કારણ કે શ્રીકૃષ્ણચંદ્રે શ્રીમુખે ઉચ્ચાર્યું છે કેઃ—

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

શ્રીગીતાધ્યાય ૧૨ મો.

શ્રીસદ્ગુરુસ્તોત્રમાં માયામુગ્ધ જીવનનું આત્મનિવેદન પંક્તિ પંક્તિએ ગુંજી રહે છે. જુઓઃ—

"સુખેષણાઓ કોટિ ધન સુત ત્રિયાને ગૃહતણી,
બળાત્કારે દોરે અધમ વિષયી પાતક ભણી;
અને એ'વાં ટાંણે હિતકર પ્રબોધો નવગમે,
जगन्नाथस्वामी नयन पथगामी भवतु मे.
જગદ્વ્યાપી માયા, હરિહર વિરંચિ સુરપતિ,
શક્યા ના જીતી તો મુજ તણી કહો કોણ ગણતી?
દુરાત્માઓ કોટિ પરમ સુખ સારૂં ટમટમે,
जगन्नाथस्वामी नयन पथगामी भवतु मे.
લીધા કોટિ જન્મો અગણિત શુભાશુભ ઉદરે,
પરંતુ જીવાત્મા સ્થિર કંઇ હજુએ નવઠરે;
જુદા જુદા સ્થાને વિષયી મન ભોગો મહીં ભમે,
जगन्नाथस्वामी नयन पथगामी भवतु मे.

વિગેરે.

"ક્ષમા માટે ઈશ્વરની પ્રાર્થના", "શરણું", "વિનવણી," "પાણીના જીવ", "આફત", "દયાનું દર્શન", "સૃષ્ટિસૌંદર્ય", પણ આવાંજ પ્રકારનાં કાવ્યો છે. "મધુરૂં જીવન", "દુઃખમાં ઓજસ્વિતા", "સાચી ભીખ", "મીઠું અમૃત", "અમૃત કે વિષ", "સત્યની દીક્ષા", "ત્રાજુડી", "ગુજારી દિન લેવાના", "અવસર", અને "મનને બોધ", એ બધાં કાવ્યોમાં જીવનનો આદર્શ રજુ કરવામાં આવ્યો છે તથા આદર્શ જીવન જીવવાની કળાનું દિગ્દર્શન કરાવાયું છે.

"આંસુડાં છૂટે", "સ્મશાન ભૂમિ", "વૈરાગ્ય", "સંધ્યાની ઝાલર", "મરવું છે એ ખરૂં છે", "જાવું ઠર્યું પણ આખરે", "ખેપીઓ", એ કાવ્યોમાં સંસારની અસારતા તથા જીવનની ક્ષણિકતાનું ભાન કરાવી, સંસારના સુખોપભોગનો મોહ ત્યજાવી વૈરાગ્યની લ્હે લગાડી અવિનાશી, નિત્ય, શાશ્વત અને અવ્યય એ'વા પરમાત્મા પ્રતિની ભક્તિમાં વૃદ્ધિ કરનારો હિતાવહ ઉપદેશ ઉભરાય છે.

"નિર્ભાગી પ્રારબ્ધ", "ભાગ્યની મહત્તા", "જીવન જ્યોતિ", "વાલ સોનું", "વિખુટાં પંખી", "ઘાયલ જીવો", "કુદરતનાં કૌતુક", "વ્યર્થ ભાવના", એ કાવ્યોમાં વિધિની વિચિત્રતા વર્ણવવામાં આવી છે.

"ઝીણીઝીણવટ", "આત્મયોગી", "પુરૂષ અને પ્રકૃતિ", "આદ્યેશ્વરી", "એ આર્યતેજ", "હીંડોળો", "સૃષ્ટિ સેવા", એ કાવ્યોમાં આર્યોની ઉત્તમ પ્રકારની સંસ્કૃતિ તથા તત્ત્વજ્ઞાનનો પરિચય કરાવવાનો કંઇક ભારત પ્રયત્ન છે. જો કે ભારતમાં પ્રકટ થયેલા મહાન ઋષિ–મુનિઓ તથા આચાર્યોના સિદ્ધાંતોની ગહનતાને કવિતા દ્વારા સરલતાથી સ્હમજાવવાનાં કાર્યને તો "મીરાં ભક્ત", "નરસિંહ મ્હેતો", "અખા ભક્ત", કે "દયારામભાઇ", જહેવા મહાન ભક્ત કવિઓની રસસિદ્ધ શક્તિજ પુરે-પુરો ન્યાય આપી શકે. "કબીર" "મીરાંબાઇ", કે તુલસીદાસ જહેવા ભક્ત કવિની વાણી ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્યથી ભરપુર છે કારણ કે

એ કવિઓનાં જીવન અનેક પ્રકારનાં ઉચ્ચ કોટિના અનુભવોથી ભરપૂર છે. અનુભવની પ્રેરેલી પ્રતિમાંથી લખાયલા કાવ્યોમાં ઉત્તમ પ્રકારની સ્વાભાવિક રીતે ઉભરાતા ઉદ્ગારોવાળી, સાચી કવિતા રેલ્યા કરે છે. દરેક કવિની કવિતામાં ત્હેનાં જીવન, સ્વભાવ તથા ચારિત્ર્યની મુદ્રા તરવરે છે. 'જહેવું હૈયે તેવું હોઠે' એ સૂત્રાનુસાર હૃદયમાં ઘોળાયા કરતી વાત અવશ્ય વાણીદ્વારા પ્રકટ થાય છે. જે કવિઓના હૃદયમાં એક વાત હોય અને કવિતામાં ઉછીના વિચારોને ગુંથવાના પ્રયત્નો હોય ત્હેમની કવિતા કૃત્રિમતાવાળી હોય છે. માટે ઉત્તમ પ્રકારના કવિઓ તેજ હોઇ શકે છે કે જહેમનાં જીવન અને ચારિત્ર્ય ઉત્તમ પ્રકારનાં હોય છે. તુકારામ બુવાના ઉદ્ગારો અનુભવની વાતોથી ભરપૂર હોવાથી નૈસર્ગિક કવિતાથી છલકાય છે. એ'મનાંજ વચનો "બોલે વૈસા ચાલે ત્યાંચી વંદાવે પાઉલે," ટુંકમાં ઉત્તમ કવિની વ્યાખ્યા આપી છે. રા. સાંકળેશ્વરભાઇની કવિતા અનુભવના બોલ જેટલા પ્રમાણમાં ગુંજે છે તેટલા પ્રમાણમાં સ્વાભાવિક સૌંદર્યવાળી છે. જો કે એમના અનુભવો આધ્યાત્મિક કરતાં આધિભૌતિક વિશેષ છે. આત્માના સૂક્ષ્મ અનુભવ કરતાં સંસારના સ્થૂળ અનુભવો વિશેષ છે.

"પ્રભુતાની અપેક્ષા," "બિરદ," આ કાવ્યોમાં દુઃખીજનોનાં દુઃખ જોતાં કવિનું હૃદય દયાથી દ્રવી જતાં દીન દુઃખી તરફથી ક્ષમા યાચના કરતાં કરતાં દુઃખીને દુઃખ આપનાર સૃષ્ટિ નિયામક પ્રભુજ છે અને પ્રભુજ પાપીનાં પાપ તથા દુઃખીનાં દુઃખ માટે જવાબદાર છે એવી માન્યતાને પરિણામે ઉદ્ભવેલા ક્રોધને લીધે પ્રભુને ઉપાલંભના બે બોલ કહ્યા છે.

---

## પ્રભુતાની અપેક્ષા

કરુણા તણો સાગર છતાં તું ક્રૂરમાં ક્રૂર છે ખરો,
કડવો અનુભવ જે કરે તે ઓળખે અતિ આકરો;

સંસાર સાર અસારમાં વેગે જીવો જાયે વહી,
તું બાળકે બાળક થયો પ્રભુ ! તો પ્રભુતા ક્યાં રહી ?
ટાંણું ગયે નાણું મળે શાણું કરે શું એહને?
જોતું જડે નહીં જુગતે જહેની જરૂર છે જેહને;
પામર પરાધીન સર્વદા કહેવાય એ કથની નહી,
તું બાળકે બાળક થયો પ્રભુ! તો પ્રભુતા ક્યાં રહી ?

× × × ×

સદ્બુદ્ધિ સહુને આપવાં શું શક્તિ ત્હારી છે ખુટી ?
કે સંતપુરૂષે સાધુતા શું સર્વ ત્હારી છે લુંટી ?
ઉગારનારો એક જો તું પતિત પાવન છે સહી,
તું બાળકે બાળક થયો પ્રભુ! તો પ્રભુતા ક્યાં રહી ?
લીલું બળે સૂકાં બરોબર કેમ તું સાંખી શકે ?
સતિયાં પુરણુ પીલાય રાત્રિ-દિવસ ચિંતા પાવકે;
તું સારરૂપ મનાય છે સંસારમાં દૂધ ને દહીં,
તું બાળકે બાળક થયો પ્રભુ ! તો પ્રભુતા ક્યાં રહી ?
સોમલ અફીણુ વછનાગમાંથી વૈદ્ય અમી ઉપજાવતા,
તું એમ ક્રૂર કસાઇને કયમ આપતો નથી સાધુતા ?
કળિયુગ તણો સતયુગ કરતાં વાર શું તુજને રહી ?
તું બાળકે બાળક થયો પ્રભુ! તો પ્રભુતા ક્યાં રહી ?

વિગેરે

---

## બિરદ

જીવોના દોષના કોશો નિહાળે અંત આવે શું?
પચેલાં પાપ—કર્મોમાં તને મ્હોઢું બતાવે શું?
કૃપા સિંધુ ગણાયે તું, ધણી થઈ પાય હું લાગું,
બુડેલાંને બચાવાનું બિરદ ત્હારૂં પ્રભુ! માગું.
જીવોને આશરો વિશ્વે બીજું છે કોણ દેનારૂં?
ઉમળકો હેતનો લાવી ઉરે કો ચાંપી લેનારૂં?
ત્રિવિધી તાપથી બચવા કયે રસ્તે કહો ભાગું?
બુડેલાંને બચાવાનું બિરદ ત્હારૂં પ્રભુ! માગું.
અનાદિ કાળથી જીવો પડ્યા અજ્ઞાનના ખાડે,
ગયા કલ્પો વીતી કોટિ છતાં શું બ્હાર કો કહાડે?
પ્રભુ નાગાતણી સાથે થવાયે તું થકી નાગું?
બુડેલાંને બચાવાનું બિરદ ત્હારૂં પ્રભુ! માગું.
શિકારી ગોળી મારીને ભુંજે અંગારમાં પંખી,
કહો સાત્વિક સંતોથી તહીં જોવાય શું જંખી?
તમે તો સંતના સ્વામી નિહાળો કેમ આ આંગું?
બુડેલાંને બચાવાનું બિરદ ત્હારૂં પ્રભુ! માગું.

વિગેરે

ઉક્ત પંક્તિઓ કવિ-હૃદયમાં ઉપજેલા ક્ષોભને લઇને લખાયલી છે, અને તેથી ઉત્તમ કવિતાના નમુનારૂપ છે. વાલ્મીક ઋષિને ક્રૌંચ પક્ષીના યુગલમાંથી એકને હણતાં જોતાંની સાથે હૃદયક્ષોભ થયો હતો અને કવિતા સ્ફુરી હતી:—

मा निषाद प्रतिष्ठात्वमगमः शाश्वतीसमाः ।
यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥

સાધારણ મનુષ્યની દૃષ્ટિએ ઉક્ત પંક્તિઓમાં દર્શાવેલા વિચારો ઉત્તમ લાગશે. પરંતુ અઘટિત ઘટનાપટિયસે દર્શાવેલા વિચારો અકળિત જ્હેની કળા છે એ'વા જગન્નિયંતાની ગહન ગતિનો ભેદ, તથા એ મહાન વિધાતાની સૃષ્ટિ—સર્જનની તથા સૃષ્ટિનાં સામ્રાજ્યનાં સંચલનની રીતિનો મર્મ ઉપલક દૃષ્ટિએ જોતાં કે ક્ષુલ્લક સાધારણ બુદ્ધિવડે વિચાર કરતાં સ્હમજવાં કઠિન છે. જ્હેનો પાર પામવાને અસમર્થ નીવડવાથી શ્રુતિઓ પણ "નેતિ નેતિ" કહીને વિરમી છે તો પામર મનુષ્યનું શું ગજું? માટે જ દુઃખના દર્શનથી ત્રાસ વછૂટતાં પ્રભુ ઉપર રોષ ઠાલવવાનું સાધારણ રીતે બિચારા પામર માનવીને મન થઈ જાય એ સ્વાભાવિક છે. પરંતુ દુઃખનું તત્ત્વજ્ઞાન લાધતાં દૃષ્ટિ બદલાઈ જાય છે. દુઃખ એટલે શું? એ દુઃખની આત્યંતિક નિવૃત્તિ શી રીતે થાય? દુઃખ ઉપર વિજય શી રીતે મેળવાય? એ વાતનો વિચાર કરી ત્હેનો ઉપાય આર્યાવર્તના ઋષિ-મુનિઓ આચાર્યોએ શોધી કહાડ્યો છે અને શાસ્ત્રોદ્વારા તે પ્રકટ કર્યો છે. સર્વ ઉપનિષદના સારરૂપ શ્રીમદ્‌ભગવદ્‌-ગીતાદ્વારા શ્રીકૃષ્ણચંદ્રે સ્વમુખે ગૂઢમાં ગૂઢ જ્ઞાનનો તથા ધન્યામૃતનો અમૂલ્ય અખૂટ ભંડાર પ્રાણીમાત્ર માટે ખુલ્લો મુકી દીધો છે. ત્હેને આધારે ઉક્ત બે કાવ્યોમાં ઉઠાવેલી શંકાનું સમાધાન કૈંક અંશે કરવાનો વિચાર આવતાં મ્હને નીચેની પંક્તિઓ સ્ફુરી:—

ઉદ્ધારવા સૌ અધમજનને યુગે યુગે હું અવતરૂં,
હૈયે વસ્યું છે હિત સદા તે માટ શિક્ષા હું કરૂં;
હું પાપવ્યાધિ ટાળવાને દુઃખની માત્રા દઉં,
હું જનક થઈ શિક્ષા કરૂં જનની બની ગોદે લઉં. ૧
લાગે વિષમતા સૃષ્ટિમાં અજ્ઞાનમય લોચનવડે,
હ્રદો વિષેની હાર્દતા તો જ્ઞાનદ્રષ્ટે સાંપડે;
ત્રૈગુણ્ય વિષયોમાં ફસાયા જીવને ઉદ્ધારવા,
કરુણાભર્યાં હૃદયે રચ્યો મ્હેં અવનવો સંસાર આ. ૨

આ જગતની ઝીણી જરાશી રજકણો ફુલતી ફરે,
આકળ તણી કણિકા ક્ષણિક તે તોર શો મનમાં ધરે;
હું વિશ્વનો છું ઇશ તોય ન પ્રકટ પ્રભુતા દાખવું,
મહિમા વિશે છૂપો રહું, નિજ ભક્તને પ્રત્યક્ષ છું. ૩

પામર જગતના જનતણી શી બુદ્ધિ ! શું ત્હેનું ગજું ?
જે ભાવથી મુજને ભજે તે ભાવથી સ્હામો ભજું;
ક્રોધી કપટમય ક્રૂર જનને કાળ શો નજરે પડું,
પ્રેમી દયામય દીનજનને સૌમ્ય સ્નેહી સ્વજન હું. ૪

કરુણાતણો સાગર છતાં હું ક્રૂર લાગું છું ખરો,
કડવો થતાં અનુભવ જણાઉં છું અતિશે આકરો;
એ ક્રૂરતા તે ક્રૂરતા ક્રૂરતા—ના કિન્તુ કરુણા હિતકરી,
એ ત્રિવિધતાપ નિવારનારી ઔષધી છે ગુણભરી. ૫

હું સર્વ સત્તાધીશ છું ને કાળનો પણ કાળ છું,
આ વિશ્વ—યંત્ર તણો નિયામક દીનબંધુ દયાળ છું;
પળપળ દશા પલટાય, ઘટના પળ પળે જુજવી ઘટે,
પલટાય જ્યમ પલટું દશા, ઘટના ઘટાવું ત્યમ ઘટે. ૬

એ સતત પલટાતી દશાના ઢંગ ઋતુના રંગશા,
ભાસે વિલક્ષણ કિંતુ એ'માં ગૂઢ મંત્રો કૈં વસ્યા;
પામર જનોની બુદ્ધિને એ આંખ કણીસમ ખુંચતું,
પીડા મિલિત જગનું વિધાન ન લેશ લાગે રૂચતું. ૭

સંપૂર્ણ ખીલીને સુહાયે પુષ્પની ન્હાની કળી,
તે પૂર્વ ઘટના જે ઘટે ત્હેની કળા કો—લ્હે કળી ?

કૂંળી કુંપળ જોતાં અધીરાં આકળાં થઇ ઉચ્ચરે:—
"કયમ રંગ–ગંધ થકી ભરેલી કુંપળ ના સરજી અરે ?" ૮

કૈંને સૃજ્યાં શે રંક, ને કૈંને સૃજ્યાં ધનવાનશે ?
શે કૈંકને બુડથલ સૃજ્યાં, ને કૈંકને નિષ્ણાતશે ?
આ વિષમતા પાછળ રહેલો ભેદ કો સ્હમજી શકે ?
એ વિષમતા તે વિષમતા–ના, વિચિત્રતાના રંગ છે. ૯

એકજ વહે છે વ્હેણ આ જીવનતણું સ્થળ સ્થળ વિશે,
ત્હેનાં બધાં આ વિવિધરૂપો છાછરાં ઘેરાં દિસે;
હું છાછરૂં ઘેરૂં કરૂં, ઘેરૂં કરૂં હું છાછરૂં,
પણ કાળ કેરી યોગ્ય'તાનું તત્ત્વ કયાં વિલસે ખરૂં. ૧૦

ઘટના ઘટે જે જે જગે તે યોગ્ય કાળે તો ઘટે,
સૌ પૂર્વ નિમિત સમ મળે સંજોગ, ના એકે ઘટે;
જન કાળત્રિણુ વાંછે ઉતાવળથી ફૂળો તે કયમ મળે ?
કાળે ફૂળે ફૂળ સકળ ત્હેમાં ભૂલ ના એકે મળે. ૧૧

લાગે કસાઇ રહેંસતો, ગોવાળ લાગે પાળતો,
દેખાય નિર્દય એક ને બીજો દયામય લાગતો;
વર્ણાશ્રમોચિત કર્મ કરવે બેય જન નિર્દોષ છે,
એમાં જુએ જે ભેદ તે જોનારનો ત્યાં દોષ છે. ૧૨

વિદ્યા વિનય સંપન્ન બ્રાહ્મણમાં વસ્યો તે હુંજ છું,
ચાંડાળમાંએ હુંજ, ગાય અને ડુક્કરમાં હુંજ છું;
દુઃખે દલિતમાં દુ:ખ પીડા પામનારો હુંજ છું,
સુખથી પ્રફુલ્લિતમાં સુખોને માણનારો હુંજ છું. ૧૩

અસ્તુ. "દરિદ્રનારાયણ," એ કાવ્યમાં પણ દુઃખી દરિદ્ર જનનાં દુઃખોનો ચિતાર કરુણાથી ઉભરાતાં હૃદયે આલેખવામાં આવ્યો છે, એજ પ્રમાણે "સ્વદેશ પ્રેમ," "કુટુંબ–વાત્સલ્ય," "સ્ત્રી-હૃદયનું સૌંદર્ય," આદિ વિવિધ વિષયો ચર્ચતાં વિવિધ કાવ્યો આ પુસ્તકમાં ઝળકે છે. પ્રકૃતિની શોભાનાં કેટલાંક દૃષ્ટાંતો આપી આ વિવેચન બંધ કરીશું, "નિર્ભાગી પ્રારબ્ધ," "રાસ," "રત્નાગર," ઇત્યાદિ.

---

## "નિર્ભાગી પ્રારબ્ધ."

આકાશે ઘનઘોર વાદળ મહીં કે'વી થતી વીજળી ?
જ્યાં ત્યાં મૂસળધાર આજ વરસે પર્જન્ય કે'વો વળી ?
વાયુ વાય અફાટ સર્વતરુઓ વેગે અતિ ડોલતાં,
જાણે તૂટી અરે જરૂર પડશે, પંખી ભયે બોલતાં;
રસ્તા સર્વ વિશાળ કાળ સરખા પંથી વિનાના સૂના,
રાત્રિના અંધકારમાં ભયભર્યા સ્ફુરે તરંગો જુના.

આ પંક્તિઓમાં ચોમાસામાં મૂસળધાર વરસતા વરસાદનું તથા આસપાસની સૃષ્ટિનું નૈસર્ગિક વર્ણન છે. "શરદ પુનમ," અને "દીવાળી," એ કાવ્યો આત્મલક્ષી હોઇ પૂર્વકાળનું ઓજસ અને ગૌરવ આધુનિક કાળમાં નથી એવો ધ્વનિ રેલાવે છે. "રંગે રમવાને સખી ન્હોતરૂં રે લોલ," એ રાસમાં કુદરતની ઉત્તમોત્તમ વસ્તુઓ જ્હેવી કે મીઠા આંબો, મીઠી શેલડી, મોંઘા હીરા તથા મોંઘાં મોતી, ચમકતા તારા અને ચાંદની, બ્હેંકતાં ગુલાબાદિ પુષ્પો, ટહૂકતી કોયલ વિગેરે કરતાં પણ વ્હાલાંનાં વ્હાલને ઉત્તમ કહ્યું છે. "સખી માળી ખંતીલો વાવે વાડીઓ રે લોલ", એ રાસમાં નારી જીવનને પુષ્પની કળીનાં જીવનની સમાનતા સુંદર રીતે દર્શાવી છે.

"રત્નાગર" એ કાવ્ય સજીવારોપણનું ઉત્તમ દૃષ્ટાંત છે. રત્નાગર સાગરને મ્હોટા રાજાના ગુણો ધરાવતો ચીતરી રાજાના જ્હેવી લાગણી અનુભવે ચીતર્યો છે. "ઝીલણું", એ કાવ્યમાં કુદરતને મનુષ્ય જ્હેવી લાગણીવાળી ચીતરી મનુષ્ય સાથે એકતાનથી રમતી ચીતરી છે.

"સૂર્યોદય", એ કાવ્ય પણ આજ કોટિનું છે. સૂર્ય ભગવાનને નવચેતન અને નવજીવન મનુષ્યનાં અંતરમાં રેલવનારા અંતઃપુરૂષસમ આળેખ્યા છે. અંતમાં, આ "કાવ્ય-સંગ્રહ" માં જે રસ ઉભરાય છે તે રસનો આસ્વાદ પાઠકગણ પોતેજ લઈ આનંદ પારાવારમાં ઝીલે તે વધુ ઇચ્છવા જોગ છે; માટે વધુ વિવેચન ન કરતાં પાઠકગણોને આ કલ્લોલતી ગાનસરિતામાં ઝીલવાનું આમંત્રણ કરીને અત્રેજ વિરમું છું. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

ગોવર્ધનદાસ ડાહ્યાભાઇ એન્જીનીયર
સોલીસીટર

# સર્વસત્તાધીશ જગદાધાર વિશ્વપિતાની પવિત્ર સેવામાં

સ્વસ્થાન ભુવૈકુંઠ

## અર્પણપત્રિકા

અનંત કોટિ બ્રહ્માંડોમાં જે જે સારૂં અને નરતું,
તેનો ઉત્પાદક સંચાલક સ્હાયકને સંહારક તું;
સચરાચર સર્વાન્તરયામી તુજ કૃપા ઉપકાર મુને,
વિનયે અર્પણ એથી પુષ્પ આ કરૂં "કાવ્ય કલ્લોલ" તુંને. ૧

માતા ત્રાતા કે ગુરૂ બંધુ પૂર્ણ હિતેચ્છુ તુંજ ખરો,
બળ બુદ્ધિ પામેલા બહુએ તું વિણ વેઠે ભુખમરો;
પાપ અમાપ વિસારી મારાં અભય શરણ તું રાખ મુને,
વિનયે અર્પણ એથી પુષ્પ આ કરૂં "કાવ્ય કલ્લોલ" તુંને. ૨

નથી અછાનું તુંથી કંઇએ માનવ આખર પામર છે,
અહં ભાવથી તો પણ તું એ પુણ્યવાનનો અનુચર છે;
ગરીબાઈનું ગૌરવ અમુલું તેં કલ્પાવ્યું ખાસ મુને,
વિનયે અર્પણ એથી પુષ્પ આ કરૂં "કાવ્ય કલ્લોલ" તુંને. ૩

વેદ પુરાણે તુજગુણ ગાથા અપરંપાર ગવાયે છે,
પણ શું રોગવિના ઔષધની ઇચ્છા કોને થાયે છે?
અજીત માયા એજ આકરી ગરજ ગળી જ્યમ ગરજીને,
વિનયે અર્પણ એથી પુષ્પ આ કરૂં "કાવ્ય કલ્લોલ" તુંને. ૪

પતિત પાવન નામ ખરૂં તુજ બિરદ કૃપા ચાખે તેને,
દુઃખના દવમાં દાઝેલાંને અમિ મીઠું છાંટી લેને;
ઉત્સુકતા ફળીભુત થવા એ આપો ઇશ-વરદાન મુને,
વિનયે અર્પણ એથી પુષ્પ આ કરૂં "કાવ્ય કલ્લોલ" તુંને. ૫

ભુવૈકુંઠ. લી. આપનો દાસાનુદાસ.

દ્વિવેદી સાંકળેશ્વર હરગોવિંદ

# અનુક્રમણિકા

## પ્રસ્તાવના

ॐ

# तत् सत् परमात्मनेनमः

## શ્રી સદ્ગુરૂસ્તોત્ર ૧.

નમું પાદાંબુજે ભયભીત ભવાબ્ધિ ઉતરવા,
તમે સાચું શર્ણું નિરભય ત્રિતાપે ઉગરવા;
વિદારી દોષો સૌ મમ મતિ સ્વધર્મે પરિણમે,
"जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૧
પિતા માતા ભ્રાતા સ્વજન ગણ સાચા જગ મહીં,
પ્રીતિ સુધા વૃષ્ટિ કરૂણ નજરે જ્યાં ઝરી રહી;
હિતેચ્છુ સદ્બોધે કિલબિશ અમારાં ઝટ સમે,
"जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૨
પ્રભો પાપો કૈં કૈં મન વચન કર્મે નિત થતાં,
અને એના યોગે હૃદય મહીં વ્યાપે વિષમતા;
દુરાશા સામ્રાજ્યે નિત દુઃખ વિશે જીવ વિરમે,
"जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૩
સુખેષ્ણાઓ કોટિ ધનસુત ત્રિયાને ગૃહતણી,
બળાત્કારે દોરે અધમ વિષયી પાતક ભણી;
અને એવાં ટાંણે હિતકર પ્રબોધો નવ ગમે,
"जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૪

જગદ્ વ્યાપી માયા હરિહર વિરંચિ સુરપતિ,
શકયાના જીતી તો મુજતણી કહો કોણ ગણતી ?
દુરાત્માઓ કોટિ પરમ સુખ સારૂ ટમટમે,
"जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૫

લીધા કોટિ જન્મો અગણિત શુભાશુભ ઉદરે,
પરંતુ જીવાત્મા સ્થિર કંઈ હજુએ નવ ઠરે;
જુદા જુદા સ્થાને વિષયી મન ભોગો મહીં ભમે,
"जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૬

વિયોગો સંયોગો પ્રતિકુળ અનુકુળ નિરખી,
રડે કે ઉલ્લાસે નયન કીકી અજ્ઞાન સરખી;
અરે મિથ્યા ભાસે જગત પણ મોહે સમસમે,
"जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૭

મહા અદ્ભુતોમાં અદ્ભુત દીસે આ જગ કૃતિ,
અને એ દેખીને વિહ્વળ બને છે જન મતિ;
નીતિ મર્યાદાથી મનનહીં પછી ત્યાં જરી ખમે,
" जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૮

સ્વધર્મે સંભાળી કદમ કદમે હસ્ત પકડી,
અપંગોની પેઠે શિશુગણી ચલાવો હરઘડી;
કદી મધ્યે મધ્યે રડવડી પડું પુર્વ કર્મે,
" जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૯

વિસારી દેશો ના મુજ અવગુણો અંતર સ્મરી,
ન કિન્તુ જોશો કેં મમ કૃતિ પ્રતિ ક્રોધ જ કરી;

નથી જોવા જેવું શુભ કૃત કરાવ્યું પ્રભુ જમે,
"જગન્નાથ स्वामी जीवन पथगामी भवतु मे. ૧૦

ભલે પશ્ચાત્તાપે રુદન કરી સિન્ધુ કદિ ભરૂં,
અને ચિતાગ્નિમાં જીવન બળ ભસ્મીભૂત કરૂં;
પરંતુ તોયે આ પતિત મન પાપે કમકમે,
"जगन्नाथ स्वामी जीवन पथगामी भवतु मे. ૧૧

---

## મધુરૂં જીવન ૨.

પ્રભુની પ્રભુતા બસ નિરખતાં; ઉર અંતર જો કદી હોય ઠર્યું;
મનવાણી અને ભલું કર્મ જ એ; મધુરૂં બસ જીવન એજ ખરૂં. ૧
પ્રભુની પ્રભુતા બસ સાંભળતાં; શ્રવણો મહીં અમૃત હોય ભર્યું;
વિષયો તણું વિષ દીધું જ તજી; મધુરૂં બસ જીવન એ જ ખરૂં. ૨
પ્રભુની પ્રભુતા બસ ઓળખતાં; રૂડું આત્મસ્વરૂપ ઉરે જ ધર્યું;
રજની દિનનું નહીં ભાન જરી; મધુરૂં બસ જીવન એ જ ખરૂં. ૩
પ્રભુની પ્રભુતા બસ ભોગવતાં; મન તૃપ્ત થઈ ભવ આ ઉતર્યું;
જીવ ને શિવ એક બની જ ગયાં; મધરૂં બસ જીવન એ જ ખરૂં. ૪
પ્રભુની પ્રભુતા થકી પૂર્ણ દિસે; ખલુ પિંડ અને બ્રહ્માંડ નર્યું;
નથી એ વિણુ કૈં નથી એ વિણુ કૈં; મધુરૂં બસ જીવન એ જ ખરૂં. ૫

---

## આંસુડાં છૂટે. ૩

જીવ જીવન જ્યાં જુદાં પડતાં
ઉર પરસ્પર ત્યાં તડફડતાં
નીર નેવનાં મોભે ચ્હડતાં
આંસુડાં છૂટે. ૧

આત્મ એકતા તુટે ન તોડી
જીવ જીવનની દૈવી જોડી
બ્રહ્માંડો દુઃખથી દે ફોડી
આંસુડાં છૂટે. ૨

માયારંગ પછાડા કરતો
પારો પ્રેમ તણો નવ સરતો
ક્રૂર વિયોગ જ પીછો ધરતો
આંસુડાં છૂટે. ૩

પડે વદન ઉદ્વેગે વીલાં
થાય અંગનાં ગાત્રો ઢીલાં
મર્યાદા મુકે શોખીલાં
આંસુડાં છૂટે. ૪

વસમી વેળાની એ પીડા
મીન કરે શું જળ વિણ ક્રીડા?
ઢાંઢા વીણુ સુનાં સાંતીડાં
આંસુડાં છૂટે. ૫

જુલમ જણાયે દૈવ ગતિનો
તાર વહે જ્યાં સ્નેહ રતિનો
ઉપાય નવ ચાલે યુક્તિનો
આંસુડાં છૂટે. ૬

કરૂણ દૃશ્ય એ કયમ જોવાયે?
નયન ભીનાં શું ત્યાં લ્હોવાયે?
પાવલીયાં રસબસ ધોવાયે
આંસુડાં છૂટે. ૭

પ્રણય ઘાવ વાગેલો જેને
તત્ત્વ પ્રમાણ પટે સહુ તેને
રોકયાં ઉર રહે નવ શેને
આંસુડાં છૂટે. ૮

ભગ્ન સંયમી વિદાય માગે
ઘાવ ઉંડા અંતરમાં વાગે
શ્રાવણ ભાદરવો બસ લાગે
આંસુડાં છૂટે. ૯

---

## બાલુડું વ્હાલું. ૪

પ્રેમક્રિડા પારણીએ પરખી
અમિધારા અંતરમાં સરખી
છુટે નવલાં નયનો હરખી
બાલુડું વ્હાલું. ૧

અણુ ઉકેલ્યા મુગ્ધ તરંગો
ગુહ્યાશ્ચર્યે માયા રંગો
ઉડે ઉંચા આત્મ પતંગો
બાલુડું વ્હાલું. ૨

અભિનય જ્યોતિકિર્ણો ઝળકે
જીવન પ્રણય ડોલે ઉમળકે
ભાવી ભાગ્ય સીતારો ચળકે
બાલુડું વ્હાલું. ૩

મરકલડે માતાને મમતા
પ્રભવે શીળી સુખપ્રદસમતા
હાલરડે છાના સુર રમતા
બાલુડું વ્હાલું. ૪

સુખ સાગર ઓચીંતો છલકે
પ્રમોદ પ્રગટે પલકે પલકે
વદન મનોહર જ્યાં મૃદુમલકે
બાલુડું વ્હાલું. ૫

---

## પરિવર્તન. ૫

કંઈ પ્રાચીન રીતરીવાજ તણા; હઠવાદી ઉપાસક એમ કહે;
જુનું તે સહુ સોનું ગણી અમને; પરિવર્તનની પર્વા ન રહે. ૧

નિર્માણ થયું જગ તે દિનથી; બસ જીવન ધ્યેય શું એક વહે?
પરિવર્તનનો જ સ્વીકાર વળી; નહી ભાવિ વિષે કરવો જ રહે? ૨

પરિવર્તન શાસ્ત્ર પ્રમાણુ ભણી; ધ્રુવ તત્વ ત્રિકાળ રહે અચળે;
પરિવર્તનથી જ અબાધીત એ; કઈ રીત પુનીત હશે ભુતળે ? ૩

સમયોચીત ધર્મ સદા પલટે; ઋતુ રંગ સ્વભાવ ચુકે ન કદિ;
ગતિ કાળતણી બળવાન ઘણી; ઇતિહાસ જુઓ ઉથલાવી સદી. ૪

ભુતકાળ શું આજ હયાત દિસે; પલટા વિણુ આદ્ય સ્વરૂપ મહીં;
કઇ વાત વિચારી જુઓ જગમાં; પલટા વિણુ સાવ અખંડ રહી. ૫

પલટો ગુણુ ધર્મ પ્રતાપ કહે; વળી લાભ અલાભનું માપજ એ;
ચડતી પડતી સમજી શકવા; અવશેષ અનુપમ માર્ગજ એ. ૬

અણુમોલ દવા અનુપાન વડે; નિત સેવન જો નિયમિત થતાં;
કદિ વ્યાધી વધે અણુધારી રીતે; અણુમોલ દવા નથી શું તજતાં ? ૭

અનુકુળ પ્રતિકુળ અર્થતણી; નીતિ ચાલણી એ સ્થિતિ ચાળવવી;
દ્દઢ માર્ગ વિવેક વડે ગ્રહીને; પરિવર્તનની રીતિ કેળવવી. ૮

સહુ કર્મ શુભાશુભ ધર્મ તણાં; વૈદિક પુરાણીક આજ થતાં;
પરિવર્તન દેશ સ્થિતિ; સમયે ચુકી વસ્તુસ્થિતિ કયમ પાલટતાં ! ૯

વ્યવહાર સ્વાભાવિક જે કરીએ; દિનરાત પરસ્પર આ જગમાં;
પરિવર્તન રીત રીવાજ મહીં; પસરી ગયું કેવું રગેરગમાં ? ૧૦

નવ લાભ થવા અવકાશ કરો; અરૂચિ કર હોયજ અંતરમાં;
પણુ રૂઢી બળે કરવુંજ પડે; વિષ ખાઇ મરે પછી છો ઘરમાં. ૧૧

કદિ બારીક વાત બચાવ તણી; શુભ શાસ્ત્ર વિષે લખી હોય ભલે;
રૂઢીનું ભુત આગળ દાખવી ત્યાં; નિરૂપાય થવા ન ચુકે જવલે. ૧૨

રૂઢીશાસ્ત્ર પ્રથા સમયાનુરૂપે; કંઇ કાળ જતાં બદલાઇ જશે;
હઠવાદીપણું જડ ઘાલી રહ્યું; અણુધારી રીતે ધુળધાણી થશે. ૧૩
પરિવર્તન આ જગ કારણ છે; નવું કૈંક થયું જુનું કૈંક ગયું;
સદ્બોધક એ સમજી બળને; પ્રિય માર્ગવડે હિત સાધી લહ્યું. ૧૪

---

## "ગુજરાતી" પત્રને અભિનંદન. ૬

વ્રત સ્વીકૃત જે દીનથીજ કર્યું; ભિરૂતા ન ધરી સ્વપને દમને;
સમતોલપણું ન ગુમાવ્યું વળી; અભિનંદન એ "ગુજરાતી" તને. ૧
દઈ ભોગ છતાં વટ સાચવવા; ઘણીવાર કટોકટીના સમયે;
બહુ હિંમતયુક્ત કુનેહ કરી; અભિનંદન એ "ગુજરાતી" તને. ૨
નિયમિત લખાણ કટોરભરી; રસજ્ઞાન સુસત્ય નીતિ પ્રણયે;
ગુણગ્રાહક સહુ તરબોળ કર્યા; અભિનંદન એ "ગુજરાતી" તને. ૩
ગુણગૌરવમાં પ્રભુતા અદકી; શુભ સેવસમાજ તણી કરવા;
નિત અંગઉમંગ સુતત્પરતા; અભિનંદન એ "ગુજરાતી" તને. ૪
કટુતા પ્રિય ઔષધ રૂપ દઇ; નવચેતન જે અણુમોલ ભર્યું;
સ્મરતાં ગમતાં સહુ દશ્ય રૂડાં; અભિનંદન એ "ગુજરાતી" તને. ૫
ગુજરાત મહીં "ગુજરાતી"તણુ; પ્રણીપત્ય ? સનાતન સાચવવા;
પ્રતિસ્પર્ધી નિરૂત્તર તેજ કર્યા; અભિનંદન એ "ગુજરાતી" તને. ૬
નિજ દેશથકી પરદેશ સુધી; અતિ કૌતુકપુર્ણ ગઇ વીરતા;
તહીં તેજ પ્રકાશ હજુ ઝળકે; અભિનંદન એ "ગુજરાતી" તને. ૭
અમ અંતર આશીષ ઉમળકે; અમિની નજરે નિતનિરખીએ;
અતિ ઉજવળભાવિ હજુ નીવડો; અભિનંદન એ "ગુજરાતી" તને. ૮

---

## અસ્વસ્થતા ૭

જન અંતર આશ કંઇ પ્રગટે; સ્થિરતા મનની સહુ જાય ખશી;
નવ કલ્પિત રંગ તરંગ સ્ફુરે; ફળ કોઇ સ્થળે ન પડેજ કશી. ૧
ભિરૂતા અથવા કંઇ સાહસમાં; બનવાનું નહી બની તેજ જતું;
અગણિત ભલે પછી આફતનું; પ્રતિકુળ સ્વરૂપ ખડું જ થતું. ૨
ઘણી વાર બધી ઘિર જાય ખુટી; નવ માર્ગ રહે દશ દિશ મહીં;
વળખીવળખી જ વિલાપ કરી; દ્દિન વિતવવા બહુ દુઃખ સહી. ૩
તનતોડ મથે મન રાતદિને; પણ અંતર ક્લેશ ન લેશ હટે;
પણ એજ કઢંગી પરાધિનતા; થકી ઉગરવા ઝટવું જ ઘટે. ૪
કંઇ ઇશ કૃપા પુરુષારથકેં; કંઇ યોગ સુયોગ તણા બળનું;
પ્રભવે બળ એ બળ છેવટનું; ગણી ભાગ્ય રચાય જ આગળનું. ૫

---

## મિત્રની મોજ ૮

આછાં આછાં નિરમળ રૂડાં પાણીનાં વ્હેણ કાંઠે,
લીલી લીલી અનુપમ મીઠી ઝાડીઝુકી રહી'તી;
તેમાં મોટો મગર જબરો કાળના કાળ જેવો,
ઝાઝાદીથી ઘર કરી તહીં પાણી વિશે રહેતો.
આંબા જાંબુ મધુર ફળના ઝાડની ઝુંડમાં ત્યાં,
બુઢ્ઢો એવો ગરીબ સરખો એક રહેતો કપિએ;
રાત્રિ દીને નિકટ રહેતાં મિત્રતા વાધી બેને,
ફેંકે મીઠાં ફળ કદિ કદિ પાણીમાં વાંદરોએ.
પ્રીતિ લાવી મગર ફળનો સ્વાદ ચાખે રમુજે,
ઘેરે આવી પ્રિયજન કને વાત એની કહે સૌ;

એવી રીતે દિવસ વિતતાં એક દીનો સમો છે,
મિત્રાચારી સ્મરી મગર ત્યાં આવી કાંઠે ઉભો છે
દેખી એને મધુર ફળની ભેટ દીધી કપીએ
લીધી પ્રેમે ઝડપી મગરે ઘેર ચાલી ગયો એ
પત્નિ પ્રત્યે મધુર ફળના સ્વાદના ગુણ ગાતો
મિત્રાચારી તણી પણ વળી શ્રેષ્ઠતા એ કહેતો
ચાખી મીઠું મગરી ફળ એ પુર્ણ આનંદ પામી
ના ના આવો મધુર રસતો કીધું દીઠો નથી મેં
પામી આવો પરમ પતિ હું આપ જેવો અનુપ
તેના માટે હરિહર તણો પાડ મોટો હું માનું
ઈચ્છા મારી પરિપુરણ સૌ નિત્ય પ્રેમે કરો છો
ઈન્દ્રાણીથી અધિક સુખની લ્હાણ આવી કરાવો
તુંને આવાં મધુર ફળની ભાવના હોય તિવ્ર
તો હું તુંને જરૂર હમણાં ખાત્રીથી લાવી આપું
જેને આવાં મધુર ફળનો સ્વાદ નિત્યે મળે છે
તેનું કેવું અમિત મીઠડું કાળજું એ હશેહા?
મારે એનું જરૂર મન છે કાળજું ખાઈ જોવું
થાશે મોટો અનુગ્રહ વળી મિત્રતાની કસોટી
સુણી આવાં વિનય વચનો ભોળીયો ભોળવાયો
લેવા ચાલ્યો હરખી મનમાં મિત્રનું કાળજું એ
થોડી વારે જળ ઉપર ત્યાં આવી ઉભો રહ્યો તે
મીઠા બોલે ગદગદિતથૈ વાત દીધી કહીએ
ભાભી તારાં જરૂર તુજ ને નોતરૂં મોકલે છે

આવી મારૂં ગરીબ ઘરજો દેખી જાઓ જરા તો
કેવા કેવા અગણિત મને ઉપકારો કર્યા છે?
તેનો તુંને જરૂર બદલો આજ દેવા ગમ્યું છે
માટે તારે જરૂર કરીને આવવું મારી સાથે
મીત્રાચારી નિયમ સહુને લાગુ છે એક જોને?
આવાં આવાં સરળ વચનો સાંભળી એ કપિતો
નિરૂપાયે સજ થઈ ગયો નોતરૂં એ સ્વીકારી
બેઠો પોતે મગર ઉપરે સ્વાર પીઠે થઇ ને
ચાલ્યો ખાંતે જળ ઉપર ત્યાં કલ્પના કૈંક આવી
વારૂ મુને જમણ કરવા ભાભીએ શું કર્યું છે?
કિંવા શું કૈં રમુજ કરવા મુજને નોતર્યો છે?
સાચું શું છે? સમજણ મને પાડવી એ ઘટે છે
તારા માટે જરૂર મુજને હેત તો ઉપજે છે
સુણો મારા કપિવર સખા વાત તો મુખ્ય એ છે
જેની ચિંતા મનમહીં જરા રાખવી ના ઘટે છે
એવું બોલી અથ ઇતિ સૌ સાર સોંપી દીધો ત્યાં
જાણ્યું પોતે જરૂર જીવતો આવવાનો નથી હા?
યુક્તિ શોધી તુરત મનમાં હાસ્ય છુપું કરીને
કીધું "ગાંડા ભુલ થઈ બધી વાત પ્હેલી કીધીના"
ચૂકી આવ્યો અરર ભુલથી કાળજું ઘેર રાખ્યું
લે લે મુજને જરૂર ઝડપે પાણી કાંઠે મુકી દે
સારૂં કીધું અધવચ મુને વાત તેં આ જણાવી
ચાલો પાછા ગડબડ કરી કાળજું લેઈ આવું

ભાભીથી શું અધિક મુજને કાળજું કાંઈ હોયે ?
આવે ટાણે ખપ નવ પડે કામ શું આવશે એ ?
મિત્રાચારી તુજ મુજ સમી વિરલા કો કરે છે
શાને માટે મન મહીં અરે ! તું મુંઝાઇ મરે છે ”
સુણી આવાં સરસ વચનો પુંઠવાળી ફર્યોએ
છોડી મુકયો નિરભય કપિ પાણીના ત્યાં કિનારે
કુદી ઉછ્યો કપિવર તહીં ઝાડની ડાળ બેઠો
પામ્યો જાણે જીવન નવલું ઉર આનંદ એવો
થાકયો જ્યારે મગર જળમાં વાટ દેખી ગયો એ
શાને આવે ફરી તહીં કપિ મોતથી જે છુટેલો
આવા મીત્રો અનુભવ વિના ઓળખી ના શકાયે
ને એનાથી હિકમત વિના કો દી ના ઉગરાયે
આછી જાંખી જીવન ક્રમની ત્રોટકે આ લખી જે
મુદ્દો એનો સરળ સરખો તાત્વિકો પારખી લે
એ ઇચ્છાથી ખટપટ કરી દૃશ્ય આ ચિતર્યું છે
દોષો માટે જરૂર ગુણીએ માફી દેવી ઘટે છે.

---

## અમર આ જગમાં થયા ૯

આત્મિક શ્રદ્ધા ઓળખી; તૃષ્ણા તજી ત્રિતાપની
પ્રણિપત્ય પાળ્યું જીવનનું; ઐચ્છીક અયાચકબની
કંઇ નવલ વિદ્યા વારસો; દીધો જગે દાખી દયા
માતા કુખે લઇ જન્મ સાચા; અમર આ જગમાં થયા. ૧
સ્વાશ્રય વડે બળ મેળવ્યું; કદિ કેળવી નિજ દેહને
બળવાનનું ગુમાન પણ; અંતર વિશે નહીં જેહને

ત્રિલોકની તૃષ્ણા તજી; દીન દુઃખીની વ્હારે વહ્યા
માતા કુખે લઇ જન્મ સાચા, અમર આ જગમાં થયા. ૨
ખર્ચ્યા કરોડો દામ પ્રીતે; પરમ પરમારથ મહીં
જેની સખાવતની કદી; તુલના વળી લાધે નહીં
લેખે જીવન લાગ્યું કદાપી; "ધન્ય" જગમાં થઇ ગયા
માતા કુખે લઇ જન્મ સાચા; અમર આ જગમાં થયા. ૩
નિર્દોષ નીતિમય જીવન; જપ તપ દમે જો આચરી
સ્વપ્ને પીડા પરને કદી; કરવા ન વૃત્તિ વિચરી
સંયમ અખંડિત જાળવ્યો; પ્રભુપદ અચળનિત જે રહ્યા
માતા કુખે લઇ જન્મ સાચા; અમર આ જગમાં થયા. ૪
ભાગ્યે અમીરી જો લખી; વિધિએ રૂડાં સત્કર્મથી
સ્વિકાર તેનો સેવતાં; ચુકયા નહીં કદી ધર્મથી
નિજ દેશ અર્થે એ નરો; પોતે ફકીરી લઇ ગયા
માતા કુખે લઇ જન્મ સાચા; અમર આ જગમાં થયા. ૫

---

## ખોવાયેલી વીંટી. ૧૦

ભ્રાન્તિ પડી વિસ્મૃતિ તુજ થાતાં; ખોવાઇ નિશ્ચે મનથી મનાતાં
પ્રયત્ન માંડ્યો પછી ગોતવાને; બાકી ન મુકયું કહીં પુછવાને. ૧
પેટી પટારો ઘરનું કબાટ; શોધી ચૂકયો હું કરતાં ઉચાટ
ખીસાં તપાસ્યાં ફરી વારવાર; લાગ્યો નહીં ત્હોય પત્તો લગાર. ૨
જયારે કંઇ ચીજ ખોવાઇ જાય; નહોય ત્યાં શોધવા મન થાય
ફરી તુંને મેં બહુ યાદ ચિત્તે; તથાપિ કૈં સાંભર્યું ના ખચીતે. ૩

વીતી ગયો દિવસ એમ આખો; તરંગ યત્નો કરતાંજ લાખો
નિદ્રા નિશાએ ન લાગી લગાર; આશ્ચર્ય પામ્યો થઈ જ્યાં સવાર. ૪
અંગુલીએ હા તુજને નિહાળી; ભોંઠાપણું મુજ શકયો ન ખાળી
આશ્ચર્યની વાત બનીજ એવી; કહો થઈ ગમ્મત આજ કેવી? ૫

---

## કરે તેવું પામે. ૧૧

રોટલાનો ટુકડો હોંસેથી લઈ હાથમાં ને
કુતરાને લલચાવા લાગ્યો એક લાડકો
પુંછડું હલાવતો એ પાસે પ્યાર દેખી આવ્યો
ત્યાંતો પડ્યો પીઠપરે છોકરાનો સાટકો. ૧
નિરાશ થયેલો શ્વાન કિકિઆરી કરી નાઠો
દેખી ખડખડ લાગ્યો હસવા એ છોકરો
છેટે ઉભો ઉભો કો શ્રીમાન આ જે જોતા હતો
તેને ત્રાસ અંતરમાં આવ્યો આથી આકરો. ૨
ખીસામાંથી રૂપીઓ બતાવ્યો પેલા છોકરાને
દોડતો આનંદે આવ્યો લાલચે લોભાઈને
તાણીને તમાચો માર્યો શ્રીમાને ત્યાં છોકરાને
ભુમિ પર એકાએક પડ્યો પટકાઈને. ૩
થોડી વારે ઉભો થઈ ગુસ્સો કરી બોલી ઉઠ્યો
માર્યો કેમ મને? માગ્યો રૂપીઓ શું મેં હતો?
ઉત્તરમાં આપ્યો શ્વાન તણો તેણે દાખલો ને
શિખવ્યો પીડાનો પાઠ સત્ય ન્યાયે જે થતો. ૪
કરે તેવું પામે નર વાવે તેવું લણે નકી
જગ કરતાર તણો સાચો એ છે કાયદો

પીડા કરી પારકાને ખુશી થાવા યત્ન કરે
કુટી કોડી તણો નથી ક્રોડ વાતે ફાયદો. ૫

## કરાવે પ્રસંગ પ્રાણીમાત્ર તણું પારખું ૧૨

સાત દિન સામટા ભલેને ઉપવાશી રહે
સિંહણુ શું ધાવે? કદી શ્વાન માતા વારખું
જાત ભાત તણી વાત આલમમાં ઓર કંઈ
કરાવે પ્રસંગ પ્રાણી માત્ર તણું પારખું. ૧
દુધ ભારોભાર ભલે પાણીજો મિલાવ્યું હોય
ભેદ એ દેખાડે હંસ માપ કાઢી સારખું
સાચાં મોતી ચારો ચરે વિદ્યા એ ન શીખી જડે
કરાવે પ્રસંગ પ્રાણી માત્ર તણું પારખું. ૨
પકવાન પાંચ ગળે ઉતરે શું અપમાને!
પ્રેમથી જમાય લુખું સુકું જો અંગારખું
ઈન્દુને સિન્ધુનો કેવો સંબંધ આ સૃષ્ટીમાતે
કરાવે પ્રસંગ પ્રાણી માત્ર તણું પારખું. ૩
વેળુમાં વેરાણી ખાંડ માનવ શું વિણી શકે?
ઢાંક્યું શું ઢંકાય ચિત્ત ચાતક ચિંતા રખું
માછલું ચુકાવે ધ્યાન બગલાનું પલકમાં
કરાવે પ્રસંગ પ્રાણી માત્રતણું પારખું. ૪

## વસંત ૧૩

આવી વસંત ખીલતાં તરૂપત્ર પુષ્પો
પ્રેમે મધુ મધુકરો રસ સ્વાદ ચાખે

કેવા સરળ પ્રણયી સ્વર કોકીલાના
રે ! દંપતિ જીવનમાં જગવે પ્રમોદ. ૧

એ દિવ્ય ગાન પ્રણયી હૃદયો ગજાવે
એ દિવ્ય સુર નવચેતન પ્રેમ રેડે
એકાન્ત શાન્ત અમીનાં ઝરણાં સ્ફુરાવે
ને પ્રેમ સાગર ભરી પ્રણયી ઝીલાવે. ૨

એ સ્વર્ગ લ્હાણુ સચરાચરની પ્રસાદી
એ પાત્રતા ત્રિવિધ તાપ જરી ભુલાવે
જે છે ક્ષણું જીવનમાં ઠરવા જ ઠામ
વાંછે સુરો જનમવા જન લોક એથી. ૩

એ મંત્ર યોગ પ્રણયે પ્રણયી સ્વીકારે
એ દિવ્ય સુખ દિલમાં પ્રણયી જ માણે
ત્યાં ભેદના અડગદુર્ગ ટકી શકે ના
જ્યાં પ્રેમનો અમિત ધોધ વહી રહે તો ? ૪

આખ્યાયિકા પ્રણયની રચી ભોજ્ય ભોકતા
આલાપતાં અનુભવે ઉર ઉર ભાવો
ને ઓળખી પુનિત આત્મ પ્રતાપ પોતે
જ્યોતિ જગે જીવનની કરતાં પ્રકાશ. ૫

આલેખી એ કયમ શકે કવિ ચિત્રકારો ?
ને ઓળખી પણ શકે કયમ સૂત્રધારો ?
દંડી શકે જ કયમ સાશન રૂપ તંત્ર
એ મોહ ભસ્મ તણી રાખ શિવે લગાવી. ૬

આ વિશ્વમાં ક્ષણિક જીવનનો પ્રવાસ,
ત્હોયે અપૂર્વ અમરપદ એ અપાવે;
જો ઓળખે પુનિત પ્રેમ તણો પ્રતાપ,
તો સર્વ સુખ જગમાં નિશિદિન તેને. ૭

---

## કૃત નિશ્ચય. ૧૪

અધિકાર ઓળખીને આમંત્રણ આપ્યા પછી,
અતિથિ વિમુખ જાય દ્વારેથી તો પાપ છે;
દ્વારે દ્વારે રખડીને મધુકરી મેળવવા,
ટેવ નથી તેને તો મધ્યાહ્ન ખરો શાપ છે. ૧
શુરવીર સાચેઃ ધર્મ પ્રતિજ્ઞાઃ સંભાળવાને,
સમય વિચારી રાખ્યો એકવાર શરણે;
ધડ માથે શિશ હોય ત્યાં લગી તો વાંકો વાળ,
થવા ન દેવાય ખરો ક્ષત્રિ ખપે મરણે. ૨
વૈશ્યનો વ્યાપાર મુખે બોલ્યા સોદો થઈ ચુકયો,
લાભ હાનિ લાખની ભલે ને હોય વાતમાં;
શરમ કરમ તજી ધરમની કલમથી,
માવીતરે ભેળ માની રળે ભલી ભાતમાં. ૩
સેવાભાવે શૂદ્ર કદી કલ્પતરુ માની કંઈ,
દયા માટે દિલ જોઈ કરે અલ્પ યાચના;
આશ જો નિરાશ થાય વિશવાસ દુર થાય,
હીરા શેં કહેવાય ? પણ ટુકડા એ કાચના. ૪

ધુરંધરો ધર્મના જે વિચારી બોલેજ બધું,
બોલે એવું પાળે પછી જીવ કદી જાય તો;
ધર્મનો પ્રતાપ નીતિ ટેક એ પ્રભુતા વડી,
ધન્યતા એ નામની અમર યશ થાય તો. ૫

---

## વીર હાક. ૧૫

ગુણ ધર્મ પરસ્પર ભિન્ન છતાં,
જડ ચેતનથી જગ છે નિરમ્યું;
બહુ કાળ ગયો બહુ કાળ જશે,
નવ ઉદય અસ્ત પ્રમાણ સમ્યું. ૧

વિધિની લેખમાળાના ઉતરતા રંગ જે આજે,
નિરખતાં ભાવી સ્વપ્નાંનાં પ્રતિબિંબો ઉરે છાજે;
જગતનું ભાવિ જોનારા દિગંતે કાન દઈ જોતા,
અને રણનાદના પડઘા સુણી આત્મા તહીં પ્રોતા ૨

પુરૂષારથ સાહસથી કરવા,
વીરતા જગવે નર પામરનાં;
પ્રગટે વળી અંતર આશ નવી,
બાળબુદ્ધિ પ્રસારી ચરાચરમાં. ૩

વિરોધી એ સ્વભાવોની પરાકાષ્ટા ઉકેલીને,
પ્રવૃત્તિ માર્ગમાં ધપતા પ્રભુતા પૂર્ણ ખેલીને;
અજાણ્યાં કંઈ પરિણામો કટુ મીઠાં ભલે ચાખો,
અનેરાં વિઘ્ન એ રસ્તે કદી આવો ભલે લાખો. ૪

વનમાં વનરાજ બની ભમતા,
જ્યમ કેસરી આપ પ્રતાપ થકી;
કહો કોણ કરે અભિષેક જ ત્યાં,
સ્વયમેવ જ જે વનરાજ નકી. ૫

કસોટીને પરીક્ષામાં ચમકતો દિવ્ય સીતારો,
પુરાણા શાસ્ત્રની શિક્ષા કરે છે એ જ પોકારો;
અવસ્થા ચાર આશ્રમની વિધુધે ગાળવી એવી,
અને નિર્લેપ વૃત્તીને સરળ રસ્તે જવા દેવી. ૬

વિભુતિ પદ મેળવવા જગમાં,
અવકાશ ખરો બહુ યત્ન વડે;
ચડતાં પડતાં વળી આખડતાં,
ફળીભુત જરૂર કદી નીવડે. ૭

વિરલતા એજ માનવની જગતનો દેવ એ સાચો,
હજારો ધન્ય એવાને અવરનો આશરો કાચો;
કરોડો આત્મ જ્યોતિમાં પ્રજળતી એક એ શક્તિ,
અમર એ વિશ્વ ઉદ્ધારે અપાવે સ્હેજમાં મુક્તિ. ૮

પરબ્રહ્મ પુનીત પદાંબુજમાં,
સમવા શુભ સાધન એજ ખરૂં;
તહીં શાશ્વત કર્મ ન શેષ રહે,
દુર્ભાગ્ય ટળી બસ થાય પરૂં. ૯

વધાવે સ્વર્ગના દેવો પનોતાં પુષ્પથી પ્રેમે,
અમરતા વિશ્વમાં વ્યાપે અમુલી સત્યની નેમે;

જીવન એ જન્મ ભુમિને સમર્પ્યું સત્ય કહેવાયે,
ચરણુની ધુળ વંદીને જીવો કૃતકૃત્ય તો થાયે. ૧૦

જડ ચેતનની પડી ગાંઠ છુટે,
જડ ચેતન એક બનીજ રહે;
ભવ સાગરને તરવા નર આ,
જડ ચેતન ભેદ શિખિજ લહે. ૧૧

સમુદ્રોની સપાટીમાં ગીરિની કંદરાઓમાં,
વનોનાં વૃક્ષ યુથોમાં રસીલા બાલુડાઓમાં;
દિવસને રાત્રિઓ વીતે નવું કંઈ તેજ લાગે છે,
અરે સ્વાતંત્ર્યની છેલ્લી જુઓ વીરહાક વાગે છે. ૧૨

## શ્રીકૃષ્ણ સ્તોત્ર ૧૬

અહો કૃષ્ણચંદ્ર બાલ મુકંદ આનંદ કંદ સ્વામી;
યશોદાનંદ હરો ભવ ફંદ જય જગવંદ્ય નામી. (ટેક)
શુચિ પદપંકજોમાં ભૃંગરૂપી મન મારૂં (૨)
ધરી ઉર પ્યાર કરે ગુંજાર મદોન્મત્ત જે રહેનારૂં (૨)...અહો.
સ્નેહામૃતના સરિતામાં રહેનારૂં મીન જેવું (૨)
મહાનંદે રમે રંગે ચપલ મમ ચિત્ત તેવું (૨)...અહો.
કલિમય પાપના પરિતાપ આપ નિવારનારા (૨)
કુબુદ્ધિ કાપીને અમને સુબુદ્ધિ આપનારા (૨)...અહો.

## પ્રમાણિકતા ૧૭

જુઓ વિશ્વનો ખેલ છે સર્વ ખોટો, કદી સાંપડે સાલ કે દોરી લોટો;
મળે ભાખરી ટુકડો જો ન સુકો, પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મુકો. ૧
અમીરી ગરીબી નથી રોજ રહેતી, સરિતા જુઓ જાય છે જેમ વ્હેતી;
અનીતિ તમે ઓળખી નિત્ય થુંકો, પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મુકો. ૨
કરે તેમ પામે નીતિ એમ ભાખે, નહીં લેશ અન્યાયને ઈશ સાંખે;
મળે શું હીરો? આપીએ જો કચુકો, પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મુકો. ૩
ખરૂં ભાગ્યમાં જે લખ્યું હોય ભાઈ, ભલે હોંશિયારી કરો ને સવાઈ;
બની લાલચુને નહીં લેશ ચુકો, પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મુકો. ૪
કહો શું ચરે કેસરી વન ઘાસ? તજી દુધને શું પીએ હંસ છાસ;
તમે તેમ ના પાપના સામું ઢૂંકો, પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મુકો. ૫
પ્રમાણિકતા તો પ્રભુને ગમી છે, અને સિદ્ધિઓ સર્વ ત્યાં વિરમી છે;
મહાપુણ્યનો માનજો એ કાણુંકો, પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મુકો. ૬
ખરો ધર્મ ને એ ખરૂં સત્ય માનો, પ્રભુની કૃપાનો ખરો એ ખજાનો;
સહુ યોગને ક્ષેમનો એ જ રૂકકો, પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મુકો. ૭
બધાં શાસ્ત્રનો સાર એમાં જ આવ્યો, તપાસી સહુ તત્ત્વને છે બતાવ્યો;
અરે દેહ છે ઠીકરીનો જ ફૂકો, પ્રમાણિકતા પ્રાણ જાતાં ન મુકો. ૮

---

## ચારણીની ચતુરાઈ. ૧૮

કુવા કાંઠે પનીહારી પ્રેમે પાણી ભરી રહી,
રવિ તપ્યો ઉન્હાળાનો અગ્નિ વરસાવતો;
નજીકમાં આજુબાજુ માનવ હતું ન કોઈ,
દીઠો ત્યાં કસાઈ એક ગાય દોરી લાવતો. ૧

ઘડો જ્યાં ભરેલ ખેંચ્યો અધવચે દોર તુટયો,
એટલામાં કસાઇ ત્યાં પાસે આવી લાગીઓ;
નજર કરી તો ગાય દયા માટે યાચી રહી,
દુઃખનો આઘાત પનીહારી ઉરે જાગીઓ. ૨

છોડવવા વિનવણી વિનયથી કરી ઘણી,
ગળામાંથી હેમતણો હાર કાઢી આપીઓ;
પણ રૂપ અનુપમ પનીહારી તણું ભાળી,
કસાઈના કાળજામાં કામ જાગ્યો પાપીઓ. ૩

ચુકયો ન કસાઈ કાઢી તલવાર તેજ ઠામે,
ગાય પરે ઘાવ કરવાને જહીં જાય છે;
ગરીબ બિચારી તૃષાતુર ગાય નિરદોષી,
પાણી પીવા માટે ઘણી વ્યાકુળ જણાય છે. ૪

પાણી પીએ પેટ ભરી ત્યાં લગી ધિરજ ધરી,
તલવાર મ્યાન કરી દુર થાવા સુચવ્યું;
સમયની સુચકતા મગજમાં ગોઠવતાં,
તર્કને વિતર્ક વિશે ઘણું મન ગુંચવ્યું. ૫

આખરે ઉપાય એક સુઝી આવ્યો અંતરમાં,
કુવામાં પડેલ ઘડો દેખાડવા કારણે;
ચાલાકીથી કુવા કાંઠે કસાઇને ઉભો કરી,
ધીમેથી ધકેલી દીધો કુવામાં એ ચારણે. ૬

ગાયને શિયળ તણું સ્હેજે સંરક્ષણ થયું,
કુવે પડયો પાપી પ્રાણ પળમાં ગુમાવીયો;

ગામમાં જાહેર વાત થાતાં માન વધ્યું એનું,
દરબારે જાગીરનો પટ્ટો શિરપાવીઓ. ૭

---

## વિધવાની વિટંબણા. ૧૯

અમે તો પૂર્વના પાપે અભાગી ઓશિયાળાં થઈ,
પતિ જાતાં પુરણ સત્તા અમારા હાથમાંથી ગઈ;
હવે તો કાગ કીડાની પ્રમાણે પેટ ભરવાને,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૧

પીયરમાં પ્રાણથી વ્હાલાં પનોતાં સાસરે સહુને,
હતાં તે સ્વપ્ન જેવાં થૈ ગણે ના દિકરી વહુને;
દબાવે દાબમાં સૌએ ગુલામી શિર ધરવાને,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૨

જગતમાં જેટલા પાણા અમે તે દેવ માનીને,
ઉછેર્યાં પુત્ર કે પુત્રી પ્રભુની મ્હેર માનીને;
પરંતુ તે અટુલાંનું નથી કો દુઃખ હરવાને,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૩

અમારા હાથની મૂડી અમોને ફોસલાવીને,
અમારા પૂર્વના શત્રુ ગયા સર્વે પચાવીને;
અમારે વાત કરવાને નથી કૈં સ્થિર ઠરવાને,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૪

પતિ ત્યાગી જતાં આજે પ્રભુએ ત્યાગી મુક્યાં છે,
અને એ પાપના પાપે સગાંએ શિર થુંક્યાં છે;

કહો શું યત્ન આદરીએ કરમરેખા સુધરવાને,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૫

અમે ના કોઈના જગમાં જગતમાં ના અમારૂં કો,
ભલે ન્યાતી કુટુંબી કે સગાં સ્નેહી અમર સૌ હો;
દિવસને રાત્રિઓ ગણીએ તજી આ ક્લેશ મરવાને,
અમે તો જીવીએ કેવા? ભૂમિને ભાર કરવાને. ૬

અમારો હક્ક ને હોદ્દો પડાવ્યો વિધિએ જ્યાંથી,
તુટેલી પાંખ જેવાં થૈ ભટકતાં ઝુરીએ ત્યાંથી;
ગ્રહે ના શર્ણ કો આજે ભવાબ્ધિ આ ઉતરવાને,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૭

અમોએ ઉપકારોથી કીધેલા જેહને રાજી,
વિસારી અંતરેથી એ કરે છે સામી પતરાજી;
શરમ સૌ આંખથી જાતાં પછી શું વાર ફરવાને,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૮

પ્રીતેથી દુધ પાઈને ઉછેરી જે કર્યાં મોટાં,
અમોને આજ એ કહે છે "તમે છો જન્મથી ખોટાં";
સુણી એ શબ્દને લાગે નયનથી અશ્રુ ખરવાને,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૯

અમારાં દુઃખને દર્દો ખુટે ના રોદણાં રડતાં,
અગર કો આવીને આપે દિલાસો તે નથી જડતાં;
ન યોગી એ બતાવે કૈં રૂડો રસ્તો ઉગરવાને,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૧૦

દીવાની જ્યોત બુઝાતાં બને સવત્ર અંધારૂં,
અમારૂં એમ જીવન આ પતિ પાખે થયું ખારૂં;
નથી ત્રિલોકમાં રસ્તો અમારે કૈં વિચરવાનો,
અમે તો જીવીએ કેવાં? ભૂમિને ભાર કરવાને. ૧૧

---

## ધન્ય અવતાર ૨૦

ખાધું નહીં પીધું નહીં નીચાં કુળે જનમ્યા ભલે,
વળી પૂર્વ કર્મવડે કદિ આવી ભલે ભુંડી વલે;
પોષ્યું ઉદર ભિક્ષાવડે તો લેશના દરકાર છે,
અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે. ૧

વિદ્યા કળા સંગીત વેદપુરાણ કંઈ શિખ્યા નહીં,
અથવા ન સાધ્યો યોગ કંઈ જપ તપવડે તીરથે રહી;
સ્નેહી સંબંધી મિત્ર એ તો મોહ કેરો માર છે,
અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે. ૨

નહીં ગદ્યપદ્ય સહિત રૂડા લેખકે ગ્રંથો લખ્યા,
અથવા અખાડે કુસ્તીઓ કરી મલ્લ થાવા ના મથ્યા;
પામ્યા નહિં કંઈ માન કોઈના જમે ઉધાર છે,
અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે. ૩

વ્યાપાર કે ઉદ્યોગથી લક્ષ્મી કદી ના મેળવી,
ના । યુવતીને ભલે અભ્યાસથી ના કેળવી;
મોટા બગીચા બંગલા પણ કોઈ દી ટળનાર છે,
અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે. ૪

દીધું નહીં કંઈ દાન પણ દાખી દયા પ્રાણી પરે,
પરમાર્થ કીધો પ્રેમથી ખપ લાગવાનો આખરે;
વાધ્યો નહી જો વંશ તો શું ? સર્વ કાંઈ અસાર છે,
અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે. ૫

ના દેવ કે મહાત્માતણાં દર્શન કર્યાં મહીમાવડે,
ગંગોતરી રામેશ્વરે કદી નવ ચ્હડાવી કાવડે;
છાપાં તિલક તુળસીતણી માળા પછી તો ભાર છે,
અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે. ૬

પૂજ્યા નહીં પરી બ્રહ્મને ઉપચાર ષોડશ આચરી,
કિંવા જમાડ્યા બ્રાહ્મણોને ના રૂડી રીતે કરી;
કીર્તન કીધાં નહીં તાળ કુટી ના કંઈ જાનાર છે,
અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે. ૭

ઉપવાસ ચાંદ્રાયણ અને વિધવિધ વ્રત ના આચર્યાં,
ગૌદાન કન્યાદાન જેવા યજ્ઞ કદી જો નવ કર્યાં;
સુખે દુઃખે દિન આયુના કાઢ્યા બની લાચાર છે,
અવિનાશીને જો ઓળખ્યા તો ધન્ય આ અવતાર છે. ૮

---

## સુધરવા. ૨૧

શિખામણ સુધરવા સોનાથી સરસ સૌને,
વાતમાં વિસાત લાગે કંઈ તો વિચારજો;
રોગનાં ઔષધ શોધ્યાં જડે છે તમામ પણ,
સ્વભાવનું ઔષધ તો નથી એમ ધારજો. ૧

માટે ગુરૂ મન તણો મનને જ માની લઈ,
ઉંડા અર્થ ઉકેલજો પુણ્ય અને પાપના;
સ્થિતિ અને શકિત ખરી વિચારીને વારંવાર,
પરના નિહાળી ગુણ દોષ જોવા આપણા. ૨

---

## હીરા કોને શોભે? ૨૨

શોધ્યાં જીવન જવલે જડે તેજસ્વી લાખેણાં જગે,
દૈવી ગુણો દેખાય આચારે વિચારે રગરગે;
જે નામના ગૌરવ થકી વખણાય ને શોભે ધરા,
જહેનું ન થાયે મૂલ્ય તે પ્હેરે હીરા શોભે ખરા. ૧
કામો કરે એવાં જગે શુભ ચેતના જગવે નવી,
આદર્શ એ ઉંચા અનુપમ ના શકે કવિઓ કવી;
વરસાદ સંકટનો શિરે વરસે છતાં ન ડગે જરા,
જહેનું ન થાયે મૂલ્ય તે પ્હેરે હીરા શોભે ખરા. ૨
પુરૂષાર્થથી પ્રાક્રમ કરે જે ધર્મ નીતિ જાળવી,
વળી સાચવે નિજ ટેક જે "બોલી પ્રતિજ્ઞા પાળવી";
જે વિશ્વના કલ્યાણ માટે વેઠતા ઉજાગરા,
જહેનું ન થાયે મૂલ્ય તે પહેરે હીરા શોભે ખરા. ૩
આયુતણી પળ એક શુભ ઉદ્યોગ વિણના વાપરે,
સન્માનથી ફુલાઇ મોહે ના સ્હડે કદી છાપરે;
જે લક્ષ્મીના નથી લાલચુ કર્તવ્યમાં જે આકરા,
જહેનું ન થાયે મૂલ્ય તે પ્હેરે હીરા શોભે ખરા. ૪

જે શબ્દની કિંમત વધે વખતે હીરાથી ચોગણી,
એવી સરસ જે વક્તૃતાને મેળવે ચિંતામણિ;
વિભુતિ રૂપે પૂજાય જે પ્રતિપક્ષીઓમાં પણ ખરા,
જ્હેનું ન થાયે મૂલ્ય તે પ્હેરે હીરા શોભે ખરા. ૫
જેનું જીવન સંરક્ષવા પરવા કરે જગ પળપળે,
દિન ઉગતાં જેની કનેથી કંઈ નવું નિશ્ચે મળે;
દરિયાવ જેવા દિલમાં આવે દયાના ઉભરા,
જ્હેનું ન થાયે મૂલ્ય તે પ્હેરે હીરા શોભે ખરા. ૬
કટુ ઔષધો જેવી ભલામણ હિત માટે જે કરે,
પરિણામમાં ઉંડા ઉતરતાં જે હિતાવહ આખરે;
મેરૂ થકી પણ મહદ ઉપકારો જગે જેના ખરા,
જ્હેનું ન થાયે મૂલ્ય તે પ્હેરે હીરા શોભે ખરા. ૭
જે કૂખ જનનીની દિપાવે દેવ રૂપે અવતરી,
પિતાતણું પાણી બતાવે જે જગે ખરૂં વાપરી;
જે નામના માનવ હૃદયમાં પ્રેમના સ્ફુરતા ઝરા,
જ્હેનું ન થાયે મૂલ્ય તે પ્હેરે હીરા શોભે ખરા. ૮
નિઃસીમ નિર્મળતા વળી અંતર બહિર દેહેભરી,
તપ યોગ સંયમ સદગુણો ધૃતિ જેમણે ધારણ કરી;
જે પુતળાં કુદરત કૃતિનાં માર્ગ આંકે પાધરા,
જ્હેનું ન થાયે મૂલ્ય તે પ્હેરે હીરા શોભે ખરા. ૯
જગને પ્રસાદીરૂપ જીવન નીવડે સમભાવથી,
લલચાય રંક શ્રીમંત લેવા શ્રમ ખરો વળી લ્હાવથી;
જે પુણ્ય પ્રગટાવે નવાં સ્વર્ગો રચે મન મુદકરા,
જ્હેનું ન થાયે મૂલ્ય તે પ્હેરે હીરા શોભે ખરા. ૧૦

# દુઃખમાં ઓજસ્વિતા. ૨૩

રે રે પ્રેમ રસાળ પર્ણકુટીમાં એકાન્ત શાન્તિ સૂની,
જાણે કૈંક વિદીર્ણ જીર્ણ દિલની ખોશું વ્યથાઓ જુની;
કિન્તુ વ્યર્થ પ્રયત્ન એ જીગરના વિધિ દશા આકરી,
છાના એ દુઃખના ઝરંત સુરમાં ઓજસ્વિતા છે ખરી. ૧

હૈયે કોડ ઉકેલતા હૃદયની ગુંચો કંઇ દી થયાં,
આશાદિવ્ય ધરેલ નેત્ર લુછવા ભીનાં દુઃખે જે થયાં;
"દીઠા દેવ અને બની સફળ સૌ યાત્રા" કહું શું ફરી,
છાના એ દુઃખના ઝરંત સુરમાં ઓજસ્વિતા છે ખરી. ૨

વિધિ રાશ ફરે અનુગ્રહ કરે પુણ્યો ભરી આશીષો,
ત્યાં સુધી સ્થિરતા ધરી જીરવવો દુઃખનો ચ્હડેલો નિશો;
કાળી નાગ ગળે વિંટાળી જગનો અધ્યાસ મિથ્યા સ્મરી,
છાના એ દુઃખના ઝરંત સુરમાં ઓજસ્વિતા છે ખરી. ૩

શું કંઈ સાગર સ્હેજ સ્હાજ યત્ને પૂરાય છે ગાગરે,
અગ્નિ જેમ ભર્યો ભભુકતો ત્રિલોચને શંકરે;
વીતી તેજ કળી શકે જીવનની પીડા યથાર્થે જરી,
છાના એ દુઃખના ઝરંત સુરમાં ઓજસ્વિતા છે ખરી. ૪

ઝૂરે નિત્ય જરૂર આત્મપ્રણયી મિથ્યા પ્રયાસો મહીં,
ઉંડા કૈંક વિચાર ખાસ ઉમદા સક્રિય છુટે નહીં;
છુપા તર્ક તરંગનો ધ્વનિ મને સુણાય ચિંતા ભરી,
છાના એ દુઃખના ઝરંત સુરમાં ઓજસ્વિતા છે ખરી. ૫

આયુ કાલ અરે હુશે નહીં હુશે એવી ગતિ કાળની,
માયા શૂન્ય છતાં શિખા ઉછળતી આકર્ષણે જ્વાળની;
ભસ્મીભૂત પતંગીયા ચરચરે રે આત્મજ્યોતે મરી,
છાના એ દુ:ખના ઝરંત સુરમાં ઓજસ્વિતા છે ખરી. ૬

અશ્રુના કણ ગુંથીને બની શકે વિજ્ઞાન રત્નાવળી,
તો હું હાલ કરી શકું જીવનના વિઘ્નોની ગ્રંથાવળી;
પૂરો પામર પાઠ એ શિખવતાં સૌ ધર્મ જાયે ડરી,
છાના એ દુ:ખના ઝરંત સુરમાં ઓજસ્વિતા છે ખરી. ૭

કૂંળી વેલ ફુલેલ પુષ્પ ઝુમખે સૂકાય વારિ વિના,
માળી દૂર રહ્યો પરાધીન બની ઉપાય શું પ્રેમીના?
સંસ્મરણો મૃદુ હાર્દમાં સુહૃદનાં શું જાય કૈં વિસરી!
છાના એ દુ:ખના ઝરંત સુરમાં ઓજસ્વિતા છે ખરી. ૮

## સ્મશાન ભૂમિ. ૨૪

આ વિશ્વના સહવાસને તિલાંજલિ અરપણ કરી,
નિરૂપાયથી કરતા ગમન પરલોક પ્રત્યે જીવ ફરી;
એ સ્થૂલ દેહ ચિતા વિશે બળી રાખ જ્યાં ઉડી જતી,
સંસાર સાર અસારની પ્રતીતિ ખરી અહીંઆ થતી. ૧

એ શોકનાં સામ્રાજ્યની અદ્ભુત શાન્તિમાં નર્યું,
કુતૂહલ–ભયાનક મર્ણનું શું રૂદ્રરૂપ દીસે ભર્યું?
બિરુતા હૃદયમાં એ સમે ધિરવીરને પણ સ્પર્શ'તી,
સંસાર સાર અસારની પ્રતીતિ ખરી અહીંઆં થતી. ૨

ત્યાં સ્નેહીનાં કલ્પાન્તને રૂદન નથી જોયાં જતાં,
એ દુઃખનો આઘાત કેવળ અનુભવી જન સમજતાં;
કરૂણા નિધિ રેલાય ત્યાં કાયા અરે બસ કંપતી,
સંસાર સાર અસારની પ્રતીતિ ખરી અહીંઆં થતી. ૩

પાપી હૃદય વૈરાગ્યથી ક્ષણવાર તો ભીંજાય છે,
"થાશે અરે શું આપણું ?" એ કલ્પના કલ્પાય છે;
માયા પ્રભુની જીતવા નથી શક્તિ પામરમાં રતિ,
સંસાર સાર અસારની પ્રતીતિ ખરી અહીંઆં થતી.

બાંધી મુઠી લઈ આવવું ને જાવું હાથ પસારીને,
રે પ્રાણથી વ્હાલા સ્વજન પણ ત્યાગવાં બસ હારીને;
તૈયારી તેમાં કોઈની નથી કામ ક્યારે લાગતી,
સંસાર સાર અસારની પ્રતીતિ ખરી અહીંઆં થતી. ૫

શ્રીમંત હો કે રંક હો પણ આ સ્થિતિ અંતે ખરી,
મમતા ભલે છૂટે નહીં પણ આખરે જાવું મરી;
ઉત્પત્તિ સ્થિતિ ને લય સનાતન કાર્યક્રમ કુદરત ગતિ,
સંસાર સાર અસારની પ્રતીતિ ખરી અહીંઆં થતી. ૬

---

## વટ સાવિત્રી. ૨૫

વટ પૂર્ણિમા સૌભાગ્યનું વ્રતધારી થાળ રૂડો ભરી,
પતિદેવનું હિત સાધવા પૂજન પરત્વે વિચરી;
કંઈ ધમક દૈવી પ્રભાવની એ ઉમળકા ભરી વિલસતી,
એથી જ આર્ય સુવાસિની આજે દિસે ઉલ્લાસતી. ૧

ગૃહ લક્ષ્મીઓનાં વૃંદ એહ વિરાટરૂપે વિસ્તરી,
સાવિત્રીના સિદ્ધાંતનું સદભાવથી સ્વાગત કરી;
બહુ દિનતણું તપ તેજનું શુભ સ્મરણ એ સ્મરતી હતી,
એથી જ આર્ય સુવાસિની આજે દિસે ઉલ્લાસતી. ૨

વિધિ લેખમાં પણ મેખ સતીઓ મારવા સમરથ પુરી,
એ જાત અબળા તે છતાં કેવી બતાવી બહાદુરી!
ઉર સાગરે એ ગર્વની છોળો ઉમંગે છલકતી,
એથી જ આર્ય સુવાસિની આજે દિસે ઉલ્લાસતી. ૩

ચારિત્ર્ય એ અદ્ભુતની ઝાંખી હજુ પૂજાય છે,
તાજું સ્મરણ એ આજ બનીને ગૌરવે ગોખાય છે;
એ સંસ્કૃતિ સૌભાગ્યની ઉત્સવ સ્વરૂપે ઉજવતી,
એથી જ આર્ય સુવાસિની આજે દિસે ઉલ્લાસતી. ૪

એ ભદ્ર દંપતિ જે રીતે સૌભાગ્યનાં સ્મારક થયાં,
એ અમર આદર્શ અમુલી ભાવના મુકી ગયાં;
ભણકાર એ દૈવી દિશાઓ પૂર્ણ પ્રેમે ગજવતી,
એથી જ આર્ય સુવાસિની આજે દિસે ઉલ્લાસતી. ૫

પતિ એ સતીનો પ્રાણ છે આરાધના નથી એ નવી,
સતીને પતિ સાયુજ્ય થઈ કંઇ બોધ દે છે દાખવી;
આત્મોન્નતિની એકતાનો એ કટોરો ચાખતી,
એથી જ આર્ય સુવાસિની આજે દિસે ઉલ્લાસતી. ૬

## સૃષ્ટિસૌન્દર્ય. ૨૬

નગ આભ ધરા અગ્નિ સવિતા;
શશિ સિન્ધુ ગ્રહો સરજી સરિતા. ૧
ઉપવન્ન અરણ્ય તણી ન મણા;
કરી વ્યાઘ્ર વરૂ રીંછ નાગ ઘણા. ૨
સિંહ સાદ કરી વનમાં ફરતા;
નવકો થકી તે કહિએ ડરતા. ૩
પશુ પક્ષી રચ્યાં ભિન્નભિન્ન સહુ;
કૃતિ અદ્ભુત ઈશ ત્હમારી બહુ. ૪
શુક કોયલ એ મૃદુ નાદ કરે;
સુણતાં જનનાં મન સદ્ય હરે. ૫
શીત તાપ અને દિન રાત થતી;
વરસાદતણી ઋતુ આવી જતી. ૬
ફળપાન અને ફુલની જ લતા;
ખડ ધાન્યતણા ઢગ નીપજતા. ૭
વળી માનવ દાનવ સુર અતિ;
પ્રભુ! આપ તણી અકળિત ગતિ. ૮
રસ ધાતુ અને મણિ મોતી વળી;
નવરત્ન હીરા શું શકાય કળી? ૯
ભર્યું કૌતુકથી જગ બુદ્ધિ વડે;
તમ શક્તિ તણી તુલના ન જડે. ૧૦

નિરખી તમ આકૃતિ આ બનું;
કૃત અંજલી નાથ નમું પ્રણમું. ૧૧
કહું નાથ અનાથ તણા તમને;
નિજ દાસ ગણી ધરજો કરને. ૧૨

---

## પુરાણો પ્રોમિથિયસ. ૨૭

ગ્રીસ દેશનાં પુરાણમાંની, એક કથા જુની એ છે;
માનવ જાતિની પ્રગતિનો, જે પ્રારંભ ગણાયે છે. ૧
તે માનવ યુગનોજ પ્રતાપી, પ્રોમિથિયસ નામે શુરો;
પરોપકારે પંકાએલો, મહા બળવાન હતો પૂરો. ૨
અગ્નિનું અસ્તિત્વ જનોને, એ કાળે અજ્ઞાત હતું;
કાચાં અન્ન ફળો પર સૌનું, અહર્નિશ ગુજરાન થતું. ૩
સ્વર્ગલોકમાં અગ્નિ છે એ, કંઈ કાળે ખરી ભાળ મળી;
પ્રોમિથિયસને તાલાવેલી, એ દિનથી જાગી જ વળી. ૪
સાહસ કરીને સ્વર્ગે પહોંચ્યો, અગ્નિ ચોર્યો ઈન્દ્ર તણો;
વિજય મળ્યો પ્રાક્રમમાં તેથી, વખણાયો સર્વત્ર ઘણો. ૫
ધરતીમાંથી ખનીજ ખોદીને, પ્રખર અગ્નિમાં શુદ્ધ કરી;
ભાતભાતનાં શસ્ત્રાસ્ત્રોએ, કરતાં શિખ્યો હોંશ ધરી. ૬
પામર માનવનું સંરક્ષણ, એ જીવનો હેતુ જ હતો;
તેથી જ્યાં ત્યાં પ્રોમિથિયસનો, જગમાં યશ પ્રસરી રહેતો. ૭
જાણ થઈ જ્યારે સુરપતિને, ચિંતા ઉર ઉપજી ભારે;
ઈન્દ્રાસન જાશે મારૂં જો, નહીં ચેતું હું આ વારે. ૮

કરી વિચારને પ્રયત્ન માંડ્યો, પ્રોમિથિયસને પકડાવ્યો;
કોકેશસ પર્વતના શિખરે, લોહસાંકળે જકડાવ્યો. ૯
હાલે ચાલે નહીં કો રીતે, હાથ પગો બાંધી દીધા;
ક્રૂર પશુઓ મારી ખાશે, તરંગ એ સૌએ કીધા. ૧૦
ગરૂડ ગીધ ને ક્રૂર કાગડા, પ્રોમિથિયસને ફોલે છે;
પણ મ્હોડેથી ચકાર પોતે, ડરી ઉરે ના બોલે છે. ૧૧
ઘોર ભયાનક ઉંડી ખીણો, રાક્ષસને પણ કંપાવે;
છતાં દિવસ રાત્રિઓ પોતે, આત્મસંયમે વીતાવે. ૧૨
શીત તાપ ને વર્ષા કેરાં, દારૂણ કષ્ટો મુકપણે;
સહન કરી લીધાં શાન્તિથી, કાયરના તો રામ રમે. ૧૩
મરવું એમાં ડરવું શાને ? ડરવું તો કરવું જ નહીં;
એ સિદ્ધાંત કરી દેખાડ્યો, પ્રોમિથિયસ વીરલે જ તહીં.. ૧૪
આત્મશક્તિ હા ? કેવી એની ? માનવભક્ત ખરો બહાદુર;
સત્ય લડતમાં મરણ વીરને, શું પ્રગટાવે દૈવી નુર ? ૧૫
વીતી ગયાં છે વર્ષ હજારો, પણ કર્તવ્ય પરાયણને;
બોધપાઠ એમાંથી મળતો, કર્મવીર શૂરા જનને. ૧૬

---

## દગો. ૨૮

ગણી મારૂં સોંપ્યું જીવન ધન સંરક્ષણ થવા,
અને એ વિશ્વાસે કરી નહીં કદી લેશ પરવા;
મને તારા ભેદો વિપરીત કળાણાં નહીં જરી,
બિછાવી શું આવી અઘટિત કુડી જાળ જબરી ? ૧

ધીમે ધીમે છાનાં છળમય પ્રસંગો ઉઘડતાં,
વિષારિ માયાની કુટીલ નીતિનાં ચિત્ર જડતાં;
તને મેં માન્યો જે પુનીત પ્રીતિનો રક્ષક અરે,
ભુલ્યો હું એ કેવો? કયમ બની ગયો ભક્ષક ખરે? ૨

તુટી શ્રદ્ધા મારી હૃદયપલટો પુર્ણ ખીલતાં,
દુઃખાગારે કેવાં અરભક અરે સૌ સબડતાં?
અપુરી સત્તાએ ગજબ કરતાં પુંઠ ન ફરી,
દયા શાની આવે ક્રૂર કર ર્હુડે કાતીલ છરી. ૩

દગો દેવા કેવું સરળ સમતેં વર્તન સજ્યું?
અરે એ સ્મર્ણોથી દુઃખિત દિલ કેવું બળી ગયું?
નીતિ તત્ત્વે એનો કુદરત ખરો ન્યાય કરશે,
છતાં એ દૃશ્યો ના હૃદયપટથી ભૂંસાઈ જશે. ૪

બળેલા ઉદ્વેગે ઘર તજી અરણ્યે સહુ રહ્યાં,
છતાં વૈરી ભાવે બહુ બહુ કુબાંડો તહીં થયાં;
દુઃખાશ્રુથી ભીનાં નયન દ્વય રાત્રિ દિન રહે,
અને છાના શાપો નિમિત્ત ભૂત શિરે વળી વહે. ૫

કટુતા કેવી એ પરિસ્થિતિ અમારી અનુભવે?
જીવાત્મા કંપે તો થરરથર લાખાગ્રહ દવે;
શરે વિંધાયેલું નિરજન વને દીન હરણું,
અટુલું એ જહેવું જીવન પણ મારૂં દુઃખી ઘણું. ૬

ભીડી છાતી સામી વીરનર ઝુઝે દિવ્ય સમરે,
પરંતુ આવું તો અઘટિત પિશાચો નવ કરે;

હશે શું પાપો એ અકળિત લીલા દેવ સમજે,
અમે તો હોમ્યાં છે તનમન ધને કાઢી કરજે. ૭
મને મારા ખ્યાલે તુ જ હૃદયના ભેદ શિખવ્યા,
અને એ સંદેહો નિતનિત પછી સત્ય નિવડ્યા;
ગુંચાએલા તારો શ્રમ કરી ઉકેલી નિરખતાં,
મળ્યા ઉદ્દેશો સૌ દુષિત ઘટના યોગ ઘટતાં. ૮
હજુએ થુંકે છે જગત સ્મરતાં નામ "કલુષા",
શૂરા શંભાજીની જગત પુછતું "શું કરી દશા ?"
દયા ઉરે આણી ફણીધર ઉછેર્યો નકી ડસે,
બન્યું એવું સાચે જીવન મુજ થાતાં પરવશે. ૯
પ્રતિષ્ટા ગુમાવી નિજ હિત થવા દુષ્ટ રીતિએ,
અને કેવો કીધો દુરજન અરે ઘાવ પ્રીતિએ?
તને શિક્ષા દેવા સમરથ છતાં હું નહીં દઉં,
હવે છાયા ત્હારી અરર! નવ સ્વપ્ને કદિ લઉં. ૧૦

---

## વૈરાગ્ય ૨૯

તું કોણુને કવણુ કારણુ કયાંથી આવ્યો ?
ને કેમ આ જગતનો વળી મોહ ભાવ્યો ?
શું આ તને ક્ષણિક સ્વપ્ન જણાય ઇષ્ટ ?
" वैराग्य–राग–रसिको भव भक्तिनिष्ठः " ૧

માતા પિતા સુત ત્રિયા સ્વજનો કલત્ર,
સ્વાર્થાભિલાષ સરવા મળીયાં જ અત્ર;

ઋણાનુબંધ છુટતાં ત્યજવું ધનિષ્ટ,
"वैराग्य–राग–रसिको भव भक्तिनिष्ठः" ૨

આ સંતતિ સુખદ સંપદિ કીર્તિ કાયા,
પ્રારબ્ધ પુણ્ય પ્રબળે અહીં જે કમાયા;
કાળે કરી જરૂર તે સહુ થાય નષ્ટ,
"वैराग्य–राग–रसिको भव भक्तिनिष्ठः" ૩

આત્મોન્નતિ પુનિત યજ્ઞથી પાપ જાય,
ને વિશ્વનું પરમતત્વ પછી કળાય;
સંસારના વિષય ભોગ અતિ કનિષ્ઠ,
"वैराग्य–राग–रसिको भव भक्तिनिष्ठः" ૪

ભુલ્યો ભલે પણ હવે ભુલ લે સુધારી,
આ જન્મને મરણની ખરી મુક્તિ બારી;
કોપ્યો શિરે મહદ કાળ અરે અરિષ્ટ,
"वैराग्य–राग–रसिको भव भक्तिनिष्ठः" ૫

---

## નિર્ભાગી પ્રારબ્ધ ૩૦

આકાશે ઘનઘોર વાદળ મહીં કેવી થતી વીજળી?
જ્યાં ત્યાં મુસળધાર આજ વરસે પર્જન્ય કેવો વળી?
વાયુ વાય અફાટ સર્વ તરુઓ વેગે અતિ ડોલતાં,
જાણે તુટી અરે જરૂર પડશે પંખી ભયે બોલતાં. ૧

રસ્તા સર્વ વિશાળ કાળ સરખા પંથી વિનાના સુના,
રાત્રિના અંધકારમાં ભય ભર્યા સ્ફુરે તરંગો જુના;

ચૈવે કોઇ અપંગ અંધ દુઃખીયો વ્યાકુળ ક્ષુધા વડે,
જ્યેષ્ટિકા લઇને તહીં ટગુમગુ શેરી મહીં આથડે. ૨

અંગે જીર્ણું તુટેલ કૌપિન બીનું દીસે વિંટાળ્યું જરી,
ખાલી વસ્ત્રકને મળે નહીં બીજું પાત્રે કુટી ઠીકરી;
માગે ભીખ ઘરેઘરે કરગરી કેવી દયા ઉપજે ?
કિન્તુ દ્વાર દીધેલ સર્વજનનાં તેથી નિરાશે ધ્રુજે. ૩

દીનાનાથ દયાળ જે જગતનો ત્રાતા ખરો શ્રીહરિ,
તેની કૈંક કૃપા દયાળુ દિલમાં દેખાઇ ત્યાં ઉતરી;
મારી હાક વધી સધીજ ખીચડી બોલાવી કોએ દીધી,
આત્માની અણમોલ આશીષ દઇ તેણે ખુશીથી લીધી. ૪

ખાવા ખંત કરી અરે પણ વૃથા પ્રારબ્ધ ચુક્યું નહીં,
સુતા શ્વાન પરે પડયો લથડતાં શું ભાન હોયે તહીં ?
પાડી ચીસ પીડા સહી ક્યમ શકે ? શોણીત જ્યાં નીકળ્યું ,
ઢોળાઈ ખીચડી ગઇ કીચડમાં ખાવા કંઇ ના મળ્યું. ૫

---

## ભીખ સાચી ૩૧

આ વિશ્વના પામર જીવો સૌ આશનાં ભીખારીઓ,
દિન રાત સરખાં વલવલે કંગાલ એ નરનારીઓ;
માગ્યા મનોરથ જે પુરે તે ઇશ જાયે વીસરી,
જો આવડે કદિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૧

આ મારૂં કે આ સારૂં માની કર પસારે જે અહીં,
તે ભૂખની બારસ તણી પીછાણ પીછાણે નહીં;

ધાગો મળે ન વપુ પરે તે શું શકે ઢાંકણુ કરી ?
જો આવડે કદિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૨

જન્મો જનમ ઝોળી ગ્રહી સુખ કારણે ભીખ માગતા,
પથ્થર જગતમાં જેટલા ગણી દેવ પાયે લાગતા;
રખડી મુવા પણ ભાગ્યમાંથી ભીખ શું થાયે પરી ?
જો આવડે કદિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૩

મોટાઈની મોટપ થકી અંજાઈ માન રૂડું દીઓ,
માખણ વળી ખુબ વાપરો ખરચી ખીસાનો રૂપીઓ;
કંગાલ જેનું જીગર છે એ શું શકે કિંમત કરી,
જો આવડે કદિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૪

સ્વારથ ઉંડો સહુને રહ્યો એ ભીખના ટુકડા તણો,
ત્યાં દોષ ગોત્યો શું જડે પરનો અગર તો આપણો;
વણસી ગયેલી છાશ સંતોષે શકે ના વાપરી,
જો આવડે કદિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૫

જે નામ વિશ્વંભર ધરી પોષણ કરે છે જક્તનું,
ભીખની કદર કરી અંતરે વળી માન રાખે ભક્તનું;
શરણે થવું મન વચન કર્મે એહને પ્રાર્થના કરી,
જો આવડે કદિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૬

નિરાશ કો જાયે નહીં કણિકા કૃપાની કૈં મળે,
આ લોકને પરલોકનું દારિદ્રય ત્યાં નિશ્ચે ટળે;
અહકો કરે એ આપથી પણ ઉર કયાં છે ખાતરી ?
જો આવડે કદિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૭

સાખ્યું સુદામે ક્યાં હતું ? તાંદુળ દીધા પ્રેમના,
ત્યાં છાપરૂં ઉડી ગયું ને મ્હેલ કીધા હેમના;
એ સખ્યની સાચી કસોટી; કેમ કેવી ઉતરી ?
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૮

સતિ દ્રૌપદીનાં ચીર દુઃશાસન ગયો જ્યાં તાણવા,
કટુતા સમયની સાત્વિકો ઉર ઉર લાગ્યા જાણવા;
સતીનું બિરદ સંભાળવા પૂર્યાં ચીરો આવી કરી,
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૯

ગટરે ભરેલા નર્ક જ્યાં ભરપુર ડુક્કરને જડે,
તો પણ પરસ્પર દ્વેષથી કેવાં અરેરે એ લડે ?
પકવાનના આસ્વાદની લ્હેજત કળે શું એ ખરી ?
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી.. ૧૦

આકાશમાં ફરતાં ગીધોની ચાંચથી અસ્થિ સરી,
હમણાં અહીં પડશે નક્કી એ ધારણા શ્વાને કરી;
એ ચગળતાં ભુખ ભાગવાની કલ્પના ખોટી નરી,
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૧૧

તૃષ્ણા ત્રિકમ વિણ કો નથી પૂરનાર આ જગમાં બીજો,
બહુ કર્મ ભોગો ભોગવી થાકી હૃદયમાં જોખીજો;
બંદા ભલે પહોળા છતાં છે સાંકડી શેરી ઠરી,
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૧૨

કણ કીડીને મણ હસ્તિને વણ માગતાં અર્પી રહ્યો,
શું હંસને વાયસતણો ચારો કંઈ જાચે કહ્યો;

કરૂણા તણી ધારા કહો ક્યાંથી ખરી છે ઉતરી?
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૧૩

ઝોળી છુટે યાચન્ મટે દુઃખો હુટે ત્રણ વિધતણાં,
આનંદ પૂર્ણાનંદ લૈ મનની પૂરાયે કામનાં;
આ વિશ્વનાં બંધન થકી સ્હેજે જવાયે ઉગરી,
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૧૪

આ કલ્પતરૂની છાંયમાં અંતર બધું તુજ ઠાલવી,
મનને ગમે તે માગી લે સુખ સાધનો હે માનવી!
એ પાત્ર અક્ષય આપશે વળી અમર પણ દેશે કરી,
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૧૫

અગણિત હસ્તે આપતાં, દ્વય કર વડે ના લઈ શકે,
શિદને મરે છે તરફડી ત્રિતાપના તું પાવકે?
દિલ શોચ તું શાને કરે? વિસારી દે ગઈ ગુજરી,
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૧૬

સામ્રાજ્ય જેનું શ્રેષ્ઠ છે સત્તા વળી જેની પૂરી,
શરણે ગયે છુટકો થશે મરવું પછી શાને ઝુરી?
માતા પિતા એ સર્વનો કરૂણા તણો સાગર હરિ,
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૧૭

અપરાધની માફી મળે વળી પતિતને પાવન કરે,
બસ પૂર્ણ પશ્ચાત્તાપના પ્રાયશ્ચિત્તે સૌ સુધરે;
ઉપાય ઉત્તમ એ વિના બીજો નથી જો તું સ્મરી,
જો આવડે કહિ માગતાં તો ભીખ સાચી છે ખરી. ૧૮

---

# શિદને તમે સાધુ થયા. ૩૨

સંસારના સિદ્ધાંતના બહુ સરળ પથને પરહરી,
ત્યાગી થયા પ્રતિકુળ સમય બળથીજ કંટાળી કરી;
સાધુ થયા પણ સાધના જે દિવ્ય ના સાધી શકયા,
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૧

ઘર ત્યાગતાં મઠ મંદિરોની માલિકી કીધી ખડી,
ને ખીર પોળી ભોજનો બસ મેળવી દે તુંબડી;
કરવું ઘટે જે આત્મહિત તે હેતુ તો વિસરી ગયા,
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૨

ત્યાગ્યાં તનય તનયા તરૂણી જે ત્રિવેણી ધર્મની,
ચેલા અને ચેલી મુંડ્યા તો શે તજી હદ શર્મની?
સુખ ભોગના વૈભવ તણી દુર્ભાવના–ચીકલે ગળ્યા,
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૩

મેળા મળે જ્યાં તીર્થમાં ત્યાં વેષ ધારી નીકળવું,
કરતાં અનર્થો અંતરે રે રે! જરી ના પીગળવું?
ભોળા જનોને ભોળવી કહિ કપટથી દમડા રળ્યા,
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા! ૪

સંભાવના સાધુ તણી ના ગુપ્ત કંઈ શોધી જડે,
અનુભવ વડે અવલોકતાં તો જરૂર શરમાવું પડે;
છે માર્ગ ખુલ્લો ભીખનો આ હિંદમાં, ફાવી ગયા,
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૫

સંસાર કે સરકારનો કાબુ તમોને ના નડે,
વળી વેષ નિત નિતના તમોને નવલ સૌએ આવડે;
ના પૂંછડું કે શિંગડું એ રીતના નાગા થયા,
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૬

રે જન્મ દાતા જનક જનની જો તમે રોતાં મૂક્યાં,
ગૃહિણી તનુજોનાં અરે ના આંસુડાં હજીએ સુકયાં;
શું આત્મહિત સાધી શકો? જાઓ અધર્મે જો વહ્યા,
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૭

"ખાવા નથી પીવા નથી વસ્ત્રો નથી તુંબી નથી,"
"ચોરી થઇ પાત્રો ગયાં આ ચાલવાનો દમ નથી;"
આ ભાવના ખોટી તણો જાણે ઇજારો લઇ રહ્યા,
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૮

જ્યાં જ્યાં જુઓ ત્યાં ત્રાસ છૂપો આ પ્રજા પીડી રહ્યો,
ને એ દુઃખદ ઇતિહાસ લવ ના કોઈને જાયે કહ્યો;
ભીખથી મળેલાં અન્નવસ્ત્રો વેચતાં નજરે લહ્યા,
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૯

ગાંજો ચરસ તંબાકુને આ અફીણ પણ મોંઘાં કર્યાં,
કહિ ધર્મના સિદ્ધાંતથી અણભક્ષ્ય ને ભક્ષ્યો ખરાં;
જાણે તમારૂં કર્મ એ સૌ દોષ કયાં જાયે કહ્યા?
તો વ્યર્થ દિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૧૦

જ્યાં અંધ શ્રદ્ધાનો અખાડો બેશરમ જામી રહ્યો,
લંપટ લુંટારી ખૂંનીનો ત્યાં ત્રાસ જાએ શું સહ્યો;

આવું છતાં આ ભામટા બળજોરથી માગે દયા,
રે વ્યર્થ હિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૧૧
પ્રતિરોધ કરતાં સંઘબળથી આ અવસ્થા સુધરે,
એ કલ્પના માનવ હૃદયને ના નિરૂત્સાહી કરે;
ત્યાગી અને ભોગી વિશે જો ફેરફારો ના રહ્યા,
તો વ્યર્થ હિસે ભેખ એ શિદને તમે સાધુ થયા? ૧૨

## રાસ. ૩૩

રંગે રમવાને સખી નોંતરૂરે લોલ
આનંદ ઉર ના સમાયજો......રંગે
મીઠા આંબો ને મીઠી શેલડીરે લોલ (૨)
મીઠાં એથી વ્હાલાનાં વ્હાલજો......રંગે
મોંઘાં મોતી ને મોંઘા હીરલારે લોલ (૨)
મોંઘાં એથી વ્હાલાનાં વ્હાલજો......રંગે
ચમકે તારા ને ચમકે ચાંદનીરે લોલ (૨)
ચમકે વ્હાલાનાં રૂડાં વ્હાલજો......રંગે
મ્હેંકે ગુલાબ મ્હેંકે મોગરોરે લોલ (૨)
મ્હેંકે વ્હાલાનાં અમિત વ્હાલજો......રંગે
ટહુકે કોયલ ને ટહુકે મોરલોરે લોલ (૨)
ટહુકે વ્હાલાનાં મીઠાં વ્હાલજો......રંગે
રેલે નદીઓ ને રેલે સાગરોરે લોલ (૨)
રેલે વ્હાલાનાં અમિત વ્હાલજો......રંગે

તલખે ચાતક ને તલખે ચાતકીરે લોલ (૨)
તલખે વ્હાલાનાં અમિત વ્હાલજો......રંગે
નિર્મળ ગંગા ને નિર્મળ ગહ્નકીરે લોલ (૨)
નિર્મળ વ્હાલાનાં અમિત વ્હાલજો......રંગે

---

## રાસ ૩૪

સખી માળી ખંતીલો વાવે વાડીઓરે લોલ (૨)
રૂડા રૂડા સુગંધી કુસુમ રોપજો
ફુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૧
સખી પાણી સીંચે પ્રેમળ માણસોરે લોલ (૨)
ફુલ ખીલીને પસરે પરાગજો
ફુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૨
જીવન રસીયાં જેના છે મધુર સુખથીરે લોલ (૨)
તેવાં પાત્રો ત્યાં નિત્ય કરે સ્હેલજો
ફુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૩
શ્રમે થાકેલ ભેજાં જેમનાંરે લોલ (૨)
લુંટે મીઠી વિશ્રાન્તિ તે પણ ત્યાંય જો
ફુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૪
ચુંટી વેલથી માલણ ભરે છાબડીરે લોલ (૨)
પડે ત્યાંથી વિખુટાં કુસુમ સર્વજો
ફુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૫
બેસે કોઈ કોઈ દેવાદિના મસ્તકેરે લોલ (૨)
બેસે કોઈ કોઈ શ્રીમાનોને હાથજો
ફુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૬

હાર ગુંથી કોઈ કોઈ એના શોભતારે લોલ (૨)
પ્રેમળ દેવાંશી કંઠમાં સ્હોહાય જો
કુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૭

ખુંદે પગની ઠેસે છકેલ છોકરાંરે; લોલ (૨)
કરે છુટી પાંખડીયું નાનાં બાળજો
કુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૮

કોઈ તો શોભે સ્રીઓની સરસ વેણીએરે લોલ (૨)
ભલે વેશ્યા અગરં સતી હોય જો
કુલની કળીયો શું જીવન આપણુરે લોલ. ૯

કોઈ તો મીઠાં તેલોમાં નાખી સીજવેરે લોલ. (૨)
કાઢે ઉંચાં સુગંધી અત્તર તેલજો
કુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૧૦

ધર્મ આપણો છે સુગંધ પ્રસારવીરે લોલ (૨)
પછી આપણું તો ગમે તેમ થાય જો
કુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૧૧

ચુક એમાં ન લેશ પડવી ઘટે રે લોલ (૨)
સાચાં કુલનું એ મૂલ્ય અમૂલ્ય જો
કુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૧૨

આવળ બાવળનાં કુલ શોભા દે ભલે રે લોલ (૨)
પણ આમાં ન ખાય એનો મેળજો
કુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૧૩

જાત જુગતે જુગદીશે જે ઘડીરે લોલ (૨)
તેના પારખનારા પ્રમાણુ જો
કુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૧૪
આર્ય ધર્મ વિશિષ્ટ આર્ય સંસ્કૃતિરે લોલ (૨)
સુભગ દંપતિ ઉરે એ સોહાય જો
કુલની કળીયો શું જીવન આપણુંરે લોલ. ૧૫

---

## મીઠું અમૃત. ૩૫

જન કોઇ કહે મધુરામૃત છે; નભથી ઝરતાં શશિ કિરણમાં;
જન કોઇ કહે મધુરામૃત છે; જગતાપ હરન્ત સખી રણમાં. ૧
જન કોઇ કહે મધુરામૃત છે; સુત માત તણા શુચિ પ્રેમમહી;
જન કોઇ કહે મધુરામૃત છે; યશ માન સુસંપદ હેત જહી. ૨
જન કોઇ કહે મધુરામૃત છે; શુભ સંપ વડે મનરંજનમાં;
જન કોઇ કહે મધુરામૃત છે; પ્રમદા જનનાં પ્રણયાર્ચનમાં. ૩
જન કોઇ કહે મધુરામૃત છે; શુભ વાંચન જ્ઞાન સુબોધનમાં;
જન કોઇ કહે મધુરામૃત છે; પરમારથ દાન દયાઘનમાં. ૪
જન કોઇ કહે મધુરામૃત છે; બસ સંગીત ગાયન વાદનમાં;
જન કોઇ કહે મધુરામૃત છે; મન વાંછિત ભોજન સ્વાદનમાં. ૫
જન કોઇ કહે મધુરામૃત છે; હરિના ગુણ ચિંતન કિર્તનમાં;
જન કોઇ કહે મધુરામૃત છે; પ્રભુ ભક્તિ રસાન્વિત નર્તનમાં. ૬

---

## અમૃત કે વિષ ૩૬

"વિધિની રચના રૂપ નાજુક એકજ, સૃષ્ટિની સંપદ સુંદરી છે";
પણ સુંદર રૂપ વિશે ફસતાં, નથી અમૃત એ વિષ વલ્લરી છે. ૧
"પ્રીતિ લાયક એક સુજાણ સુખાણુ, સનાતન ઉત્તમ સુંદરી છે";
પણ મોહ તુષા જળમાં ડુબતાં, નથી અમૃત એ વિષ વલ્લરી છે. ૨
"પ્રણયામૃત પાન કરાવનહાર, વિલાસ મનોહર સુંદરી છે";
પણ રંગવિલાસ વિમૂઢ થતા, નથી અમૃત એ વિષ વલ્લરી છે. ૩
"મધુ ચુંબન દાન થકી જગનાં, દુઃખને હરનારજ સુંદરી છે.";
પણ ચુંબનની લતમાં ફસતાં, નથી અમૃત એ વિષ વલ્લરી છે. ૪
"મધુ કેલિવડે નર જીવન લ્હાણુ, ફલીભુતં કારણુ સુંદરી છે";
પણ લંપટતા કળણે ફસતાં, નથી અમૃત એ વિષ વલ્લરી છે. ૫
"મૃદુ મંજુલ હાસ્ય વિચિત્ર કટાક્ષ, વડે સુખદાયક સુંદરી છે";
પણ કામ થકી અભિભૂત થતાં, નથી અમૃત એ વિષ વલ્લરી છે. ૬
"વિણ સ્વારથથી વિનવે રડીને, બની દીન કહે કદિ કિંકરી છે";
પણ બેહદ લાડ કરી લડતાં, નથી અમૃત એ વિષ વલ્લરી છે. ૭
"મૃદુ કોયલ માફક કંઠ વડે, મધુ ગાન સુધાકર સુંદરી છે";
પણ સંયમની કળ ઢીલી થતાં, નથી અમૃત એ વિષ વલ્લરી છે. ૮

---

## "ક્ષમા માટે ઈષ્ટ દેવની પ્રાર્થના" ૩૭

શિશુરૂપે કરી અનેક અજ્ઞતા વડે ક્રીડા,
પુનીત માત તાતને વળી દીધી વધુ પીડા;
ન ભક્તિ ભાવથી પ્રભુ પૂજ્યા કદી યથાવિધિ,
"अनंत दोष संयुतं क्षमस्व मां कृपानिधि." ૧

યુવાનીમાં અપાર કામના તણા વિકારથી,
વિમૂઢ હું બની ગયો વિલાસના વિહારથી;
અચૂક મર્ણ આવશે એ વાત લક્ષ ના લીધી,
"अनंत दोष संयुतं क्षमस्व मां कृपानिधि." ૨

ત્રિવિધી તાપ પુર્વ કર્મના પ્રતાપથી સદા,
નિરંતરે અનુક્રમે કરે અપાર આપદા;
છતાં વિનંતિ આપની ન સ્વપ્નમાં કદિ કીધી,
'अनंत दोष संयुतं क्षमस्व मां कृपानिधि." ૩

ન પુત્ર સ્ત્રી કલત્ર વા વિશુદ્ધ કીર્તિ સંપદા,
વિના વિકાર તે સહુ ટકી શકે ન સર્વદા;
તુટે નહીં તથાપિ સ્નેહ જંજીરો જડી દીધી,
"अनंत दोष संयुतं क्षमस्व मां कृपानिधि." ૪

જપીશ ઇશ નિશ દેવ જરૂર વૃદ્ધ ઉમરે,
વિચાર એમ થાય છે વિલાસી જીવને ખરે;
પરંતુ આજકાલ કાળ બાણ નાંખશે વિંધી,
"अनंत दोष संयुतं क्षमस्व मां कृपानिधि." ૫

ન યોગ યજ્ઞ ને ક્રિયા જપાદિ કૈં સુઝે મને,
ન વાસના પ્રપૂર્ણ સુખ શાન્તિથી હજુ બને;
પડ્યો પ્રકૃતિ ફંદમાં સુધાગણી પ્રીતે પીધી,
"अनंत दोष संयुतं क्षमस्व मां कृपानिधि." ૬

ઉગારને સ્વીકાર ચર્ણ શર્ણમાં દયા કરી,
ભવાબ્ધિમાં ન આવું હું હવે કદી ફરી ફરી;

બતાવી દે સ્વધામની પુનીત શ્રેણી જે સીધી,
"अनंत दोष संयुतं क्षमस्व मां कृपानिधि." ૭

નથી ઉપાય લેશ કલેશથી હવે બચી જવા,
કયે મુખે રડું દુઃખો ત્હમારી પાસ યાચવા ?
તરી શકાય કેમ તું શિવાય વિશ્વ-વારિધિ ?
"अनंत दोष संयुतं क्षमस्व मां कृपानिधि." ૮

---

## દાંપત્ય. ૩૮

પ્રભુના પ્રેમમાં જેવો, તમારો પ્રેમ લાગ્યો છે;
અમારા અંતરે એવો, તમારો પ્રેમ જાગ્યો છે. ૧

પ્રભુના ધ્યાનમાં જેવો, તમોને હર્ષ થાયે છે;
તમારા ધ્યાનથી એવું, હૃદય મારૂં ફુલાયે છે. ૨

તમારા દોષની માફી, તમે માગો પ્રભુ પાસે;
અમારા દોષની માફી, તમારા ચર્ણમાં થાશે. ૩

પ્રભુને પૂજવા માટે, તમે જેવા અભિલાષી;
તમોને પૂજવા માટે, ચહે છે એમ આ દાસી. ૪

પ્રભુના ગુણ ગાવાનું, તમોને જેમ ભાવે છે;
તમારા ગુણને સ્મરવા, તરંગો એમ આવે છે. ૫

પ્રભુને ભેટવા માટે, તમારી ભાવના જેવી;
તમોને ભેટવા માટે, અમારી ભાવના તેવી. ૬

તમારૂં જે તમે માન્યું, પ્રભુને તે તમે દીધું;
અમારૂં તો હતું જે સૌ, તમોને લગ્નમાં દીધું. ૭

અમારૂં તે તમારૂં છે, તમારૂં તે પ્રભુનું છે;
અને જ્યાં જ્યાં જુઓ ત્યાં ત્યાં, બધુંએ એ વિભુનું છે. ૮
પ્રભુની દિવ્ય જ્યોતિથી, તમારો આત્મ રંગાયો;
તમારી આત્મ જ્યોતિમાં, અમારો આત્મ છે છાયો. ૯
પ્રભુને પામવા માટે, તમોએ માર્ગ જે લીધો;
તમોમાં લીન થાવાને, અમોએ યત્ન છે કીધો. ૧૦
તમોને તે મળે કે ના, મળે ત્યારે ખુશી થાજો;
અમોને તો મળી ચુકયા, હવે કર જોરથી સ્હાજો. ૧૧
સ્વીકારી સ્નેહથી જેવી, વિસારી ના હવે દેશો;
વિકારી દોષથી વેગે, ઉગારી નાથજી લેશો. ૧૨
અમારા જન્મની સિદ્ધિ, તમારી સર્વ સેવામાં;
તમારા પ્રેમની લ્હાણી, અમારે સ્વર્ગ મેવામાં. ૧૩
તમારા હાથથી મારી, ચીતાની આગને ઠારી;
મરણની અંજલી આપો, પ્રભુને અર્જ એ મારી. ૧૪
અમારા યજ્ઞની છેલ્લી, ખરી પૂર્ણાહુતી ત્યારે;
નિકળતાં શ્વાસ આ છેલ્લો, તમોને ખાસ સંભારે. ૧૫

---

## ધોળા થયા ૩૯

ધોબી તણા જામાતૃ થઈને ડ્રેસ ધોળો પહેરવો,
છેપટ પડે જો સ્હેજ તો લઈ બ્રશ અને ખંખેરવો;
ચસ્માં વિના ચાલે નહીં પાલીસ જોડા ખાય બહુ,
બીલ વોચ મેકરના ચઢે સ્હા પાનનું તો શું કહું ?

જાકીટમાં પાકીટ ફેટો ફાંકડો લાકીટમાં,
થાકી ગયા મીજલસતણી કૈં રોજની કિટકિટમાં;
આવક થકી દોઢો ખરચ જ્યાં સર્વનો અંકાય છે,
શું ઉગરે ત્યાં મુજ સમા ઉડાઉ દિલ પંકાય છે.
ઉપકાર કીધો જે પરે ત્યાં દામ સૌ બેઠા રહ્યા,
ઉલટા વળી દુશ્મન બની સૌ દિવસો વિસરી ગયા;
જે આંખની પણ ઓળખાણે ન્યાલ પળમાં થઇ જતા,
સામે મળ્યા કોદી નથી એવા અજાણ્યા એ થતા.
ચારા ચરાવ્યા ગાયને પૂજા સમુદ્રે બહુ કરી,
શક્તિ પ્રમાણે દાન ધરમે ખરચવા વૃત્તિ ખરી;
એ પુણ્ય કયાં ચાલ્યું ગયું શું યુગ પલટાઈ ગયો ?
માથાં અધર લઇ ચાલતાં એ તોર તો ઝાંખો થયો.
લક્ષ્મી તણી લાલી હતી એ તેજીની મંદી થઇ,
મોરગેજ મુકી મિલકતો એ છોડવી છુટે નહી;
દીવાળ ખોરી વાયરો ચોપાસ આજે વાય છે,
વિશ્વાસની ક્રેડીટ તો આકાશ ઉડી જાય છે.
પીળાં બદલ ધોળું દઈ ખત જ્યાં સવાયા થાય છે,
ને વ્યાજના વ્યાજો તળે ગરજુ ઘણા રેંસાય છે;
ધિરધારના ધંધારથી કાળા કસાઇથી બુરા,
સુડી વચે સોપારી જેવા થાય છે બારીક ચુરા.
ઉગારનારૂં આ સમે એ તાપથી કોઇ નથી,
જ્યમ ડામ ખાયે દુ:ખીયાં મહા મહેનતે મારીમથી;
વ્યાપારને ખેતી જતાં ભીખ માગતા સૌએ થયા,

ઘર ઘર ભણેલા બહુ થતાં નોકર બધે વાધી ગયા.
કિંમત રહી નહીં કોઇની ઝુંબેશ એ ઝગડા તણી,
સૌ નાટકી રાજા સમા તાપે ત્રિવિધી તાપણી;
વરસાદ વરસે અગ્નિનો ત્યાં છોકરાં આડાં ધરે,
ઘુંટડો ગળેથી ઉતરે કડવો અનુભવ જે કરે.
બે ચાર આના ટ્રામમાં કંઇ વાત વાતે થાય છે,
ઔષધ ચુકે ના એક દી દરજી હજામો ખાય છે;
ખરચી મગાવે દેશનાં એ ત્રેવડો થાયે નહીં,
માલિક બોલે લોજના ત્યાં લાજ શું વાતે રહી ?
નાટક સીનેમા શું સુઝે મિત્રો બધા ભાગી ગયા,
એ લોહીનાં પાણી થતાં દેશાવરે ધોળા થયા.

---

## શરદ પુનમ ૪૦

શરદ પુનમને શું કરીએ ? શાણી સખી !
મધરાતે જ્યાં સ્વાતી નહીં ભરપૂર જો;
અમૃત કણ ઇન્દુ વરસાવે શી રીતે ?
મોંઘાં મોતી ક્યમ ઉપજે ધરી નૂરજો......શરદ.
અજવાળાંની એ સુરખી ઝાંખી પડે,
આંગણીયાં પણ દીસે ના રળીયાતજો;
ઉર્મિ ઉરમાં ફુટે નહીં આનંદની,
ભાવ ઉઠે નહીં ભવરસનો ભલી ભાતજો......શરદ.
ઉત્સવ કરવો ક્રમિક નિયમ એ પાળીએ,
પણ તેનું પરમાણુ ન લેશ કળાયજો;

રસઝર ઝરણું પીંઆ દુધને સાકરે,
ઉતર્યાં માની લેવાં વિણુ ઉપાયજો......શરદ.
જે રસનું ગૌરવ ગાયું વ્રતરાજમાં,
જે રસ ચાખ્યો રસ ધારીએ ખાસજો;
જે રસ જેવો રસ આ જગમાં છે નહીં,
તે રસની તો કેમ પૂરાએ આસજો......શરદ.

લાબસીચુની ખોટે કુસકા ખોળીએ,
તેથી શું કંઈ મનના કોડ પૂરાયજો?
હાએ હા કરવાનો હેવા જેમને,
ભલે બિચારાં તે સૌ એમ ધરાયજો......શરદ.

અમૃત પીને અંમર કાયા ના થઈ,
કયમ કરી એને અમૃત પછી કહેવાયજો?
તાલાવેલી તનમાં એ લાગી મને,
મારાથી તો મુંગું નવ રહેવાયજો......શરદ.

હઈડાં ઠરીને હીમ થવાં આજે ઘટે,
તેના બદલે ઉલટો છે આઘાતજો;
મનની મનમાં સમજીને રહેવું રૂડું,
લોક હસે જો કરીએ આવી વાતજો......શરદ.

એ રસનાં વરણુન તે કેમ બની શકે?
સાકર ખાધે મુંગો જ્યમ હરખાયજો;
આત્મ લ્હાવનો અનુભવ દૈવી ઓર છે,
સાગર તે ગાગરમાં કેમ સમાયજો?......શરદ.

દીઠા દેવ અને સૌ પહોંચી જાતરા,
આજ તણા ઉત્સવનો એ મહીમાયજો;
અમર રહો એ સંસ્મરણો આલ્હાદનાં,
આતુરતાનો સંદેશો લઈ જાયજો......શરદ.

તલવારો વિણુ કિંમત જેવી મ્યાનની,
પ્રાક્રમનાં કામે શું એહ પૂજાયજો;
તો હું પૂજું ચંદ્ર આજનો પ્રેમથી,
આંગડલાની કસ શું આજ ધવાયજો ?......શરદ.

હઈડું ઠાલવવાને આ ટાણું નથી,
વિનોદમાં પણુ વહેમતણી છે ગંધજો;
માટે કરજે માફ મને તું બોલવા,
મારૂં તો અંતર છે આજે અંધજો......શરદ.

---

## માનવ દેવીઓ ૪૧

દેખાય અંતર ક્યારીએ ઉગેલ બી નીતિ તણાં,
વરસે સુહૃદ દૃષ્ટિ વિશે વળી સ્નેહનાં અમૃત કણાં;
વ્યવહાર કે ત્રય તાપથી ગાંજે કદિ ના એવીઓ,
દુર્લભ જગે દરશન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૧

દિન રાત ઉદ્યમ હાથથી હેઠો મુકે ના તે કદિ,
જીવન ગુજારે સરળ જેવું આશ્રીને વહેતી નદી;
તપથી ડરે સૌ દેવતા કહેવાય આ તે કેવીઓ,
દુર્લભ જગે દરશન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૨

સંતોષ ઔષધ સેવતાં ના દુભવે પૃથ્વી વળી,
સેવા જીવન ધારણ કરી દે સ્વાર્થનું પોતે બલી;
પ્રતિમા પુનીત પવિત્રતાની શારદા સમ દેખીઓ,
દુર્લભ જગે દરશન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૩
એ છાપરીમાં સાધુતાની સુરખી નિત ઝગઝગે,
ને શાન્તિની સુગંધીઓ મીઠી મનોહર મઘમઘે;
ચારુ ચરિત્રે ચમકતી પદરજ ચુમાયે એવીઓ,
દુર્લભ જગે દરશન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૪
મોટાઈ માપી શું શકાયે? માન જેણે ત્યાગ્યું છે,
પ્રભુની પ્રભુતામાં પૂરણ અંતર અહોનીશ લાગ્યું છે;
જે વિશ્વની વિરાટ વ્હાલપ રૂપ વિધવિધ વેલીઓ,
દુર્લભ જગે દરશન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૫
બોલે વધુ નવ જરૂરથી મ્હોંડે શરમના શેરડા,
ઝરણા ઝરે અમી જળ તણાં જ્યમ ખોદીએ કદી વેરડા;
છેડાય અઘટિત વાતથી તો કાળી નાગણ જેવીઓ,
દુર્લભ જગે દર્શન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૬
ઝીણવટ ઝીણી વાતો તણી તે તત્ત્વને શોધી શકે,
કંઈ પૂર્વ દોષો વેઠતાં ઝીલેતિતિક્ષા પાવકે;
ત્રિકાળમાં તરનારને જે તારનારી એવીઓ,
દુર્લભ જગે દર્શન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૭
દુઃખનાં ઉગેલાં ઝાડ માથે અચળ તોપણ ધ્રુવસમી,
પાકેલ આંબા ફળ વડે જ્યમ ડાંખળી જાયે નમી;

ઘનઘોર વાદળમાં ઝળુકતી વીજળીના જેવીઓ,
દુર્લભ જગે દર્શન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૮
એ વંદનોમાં વેદનાં પારાયણોનું પાન છે,
એ દર્શને સાકાર નિરાકારનું ખરૂં તાન છે;
આશીષ અંતરની છુપી અણમોલ આપે એવીઓ,
દુર્લભ જગે દર્શન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૯
નિર્ગુણ બ્રહ્માકાર જેની વૃત્તિઓ વિવેકની,
ઓવારીએ ઉર આપણું સમજાય વાતું ટેકની;
એ ધર્મના આધાર આ કળિયુગમાં કહો કેવીઓ ?
દુર્લભ જગે દર્શન, દુઃખે ડુબેલ માનવ દેવીઓ. ૧૦

---

## પ્રભુતાની અપેક્ષા. ૪૨

તેં વિશ્વમાં વિધવિધ વિષમતા વિષયની છે રચી,
હુંકારમાં માનસ પ્રકૃતિમાં રાત દી રહેતાં પચી;
પ્રારબ્ધના પ્રેરક બળોની વાત શું જાયે કહી ?
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા કયાં રહી ? ૧
જાતિ ગુણો જીવને જડ્યા એ કાર્ય કારણ મૂળ છે,
વટલાય દુષ્કાળે જીવો એ આબરૂ બધી ધૂળ છે;
છે રીંગણાં પોથી તણા એ લાલચો લક્ષે લહી,
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા કયાં રહી ? ૨
કરુણા તણો સાગર છતાં તું ક્રૂરમાં ક્રૂર છે ખરો,
કડવો અનુભવ જે કરે તે ઓળખે અતિ આકરો;

સંસારસાર અસારમાં વેગે જીવો જાયે વહી,
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા કયાં રહી? ૩
ટાણું ગયે નાણું મળે શાણું કરે શું એહને,
જોતું જડે નહીં જુગતે જહેની જરૂર છે જેહને;
પામર પરાધીન સર્વદા કહેવાય એ કથની નહી,
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા કયાં રહી. ૪
તું ન્યાયથી કરતો હશે એ વાત જો સ્વીકારીએ,
તો પણ કરુણા માગવાનો હક્ક શું ઈન્કારીએ?
દાતા તણા દરબારમાં દીન યાચકો દોડે કંઈ?
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા કયાં રહી? ૫
સદ્‌બુદ્ધિ સહુને આપવા શું શક્તિ તારી છે ખુટી?
કે સંત પુરૂષે સાધુતા શું સર્વ તારી છે લુંટી?
ઉગારનારો એક જો તું પતિત પાવન છે સહી,
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા કયાં રહી? ૬
લીલું બળે સુકાં બરોબર કેમ તું સાખી શકે?
સતિયા પુરણ પીલાય રાત્રિ દિવસ ચિંતા પાવકે;
તું સારરૂપ મનાય છે સંસારમાં દુખ ને દહીં,
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા કયાં રહી? ૭
સોમલ અફીણ વછનાગમાંથી વૈદ્ય અમી નિપજાવતા,
તું એમ ક્રૂર કસાઇને કયમ આપતો નથી સાધુતા?
કલિયુગ તણો સતયુગ કરતાં વાર શું તુજને રહી?
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા કયાં રહી? ૮

બગડ્યું ચ્હે સુધારવા તો સર્વ સત્તાધીશ છે,
અગણિત ભવના કૈં કરોડો સૌ મળ્યાં કિલ્મિષ છે;
અંગાર તૃણના ગંજમાં પડતાં બળે શું તે નહીં,
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા ક્યાં રહી ? ૯
ઉપકારનો આદેશ એ તારૂં બીરદ સાચું જગે,
દીનમાં દુ:ખોનું ઝેર કેવું વ્યાપ્યું છે જો રગેરગે ?
પોકાર કરવાની અરેરે શક્તિ અંગે છે નહીં;
તું બાળકે બાળક થયો પ્રભુ તો પ્રભુતા ક્યાં રહી ? ૧૦

---

## બાપુ આવે છે ૪૩

તું સાંભળ મારી વાત બાપુ આવે છે (ટેક)
નિરખી થાશું રળીયાત........બાપુ
સુખની કંઇ સાગર છોળ........બાપુ
કેવાં કરશું કલ્લોલ..............બાપુ
કંઈ કંઈ ચીજોની લ્હાણ........બાપુ
મેળવશું જો નિરવાણ...........બાપુ
પ્રભુ પૂર્યા મનના કોડ.........બાપુ
મેં બાંધી છે ભાઈ હોડ.........બાપુ
વંદન કરશું ધરી હેત...........બાપુ
ઝગમગશે ચિત્ત અચેત...........બાપુ
કરશું બહુ મીઠી વાત............બાપુ
નહીં ઉંઘીયે આખી રાત.........બાપુ

એ કેવાં કરશે લાડ ?...........બાપુ
શું ગણીએ ગુણના પાડ...........બાપુ
જ્યાં જોશું હસતું મુખ...........બાપુ
ત્યાં ખોશું ભવના દુઃખ...........બાપુ
હું પળપળ જોતી વાટ...........બાપુ
ટળશે સહુ આજ ઉચાટ...........બાપુ
કેવાં સહુ ઉપર તે જ ?...........બાપુ
એનાં એ ખુરશી મેજ...........બાપુ
ઉપજે ઉમંગ અથાગ...........બાપુ
જો બોલે બહારે કાગ !...........બાપુ
કંકુથી પુરીએ ચોક...........બાપુ
બહુ જોવા મળશે લોક...........બાપુ
હું કરવાની ફરીયાદ...........બાપુ
"નવ દેતાભાઈ પ્રસાદ"...........બાપુ
દીવાળી સાચી આજ...........બાપુ
કરો ક્રોડ વરસ એ રાજ........બાપુ

---

## ગુંગળાય શી મ્હોટાઇમાં ૪૪

ઉંચા કુળોની કુળ વધુ કુળનંદિની લાયક છતાં,
તે નીચ જનને આશરે જીવન ગુજારે લાજતાં;
દિન રાત ડુબકાં ખાય એ પ્રારબ્ધ કેરી ખાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૧

અવતાર ગુલામી તણો અવલોકતાં અંતર બળે,
પોકાર પ્રભુના ચરણમાં પહોંચાડવા એ ટળવળે;
સુકાયના નયનો કદિએ કષ્ટની અધિરાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૨

એ વાત સુણતાં તો બળે કંઈ પેટ પાડોશી તણું,
પણ હાથ શું ઘાલી શકે ? જ્યાં જોર સત્તાનું ઘણું;
કુળલાજ મર્યાદા મુકી નફ્ટાઈથી અધરાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૩

મલકાય ગુન્હેગાર ખોટો દંડ આપી દીનને,
સતવાદીઓ જીવ જાય તો પણ શું તજે આકીનને;
ધારી ફકીરી વિરમતાં દે આગ એ અમીરાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૪

કુળવાન માવીતર દીધેલી દીકરી ના સંઘરે,
ને વાઘ વરૂ જેવાં સગાં પછી સાસરે શું ના કરે ?
સુણી શકાયે કેમ તતુડી સુર એ શરણાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૫

માતા થકી બાળક વિખુટાં નિત્ય અટુલાં રડવડે,
તો પણ દયા કદિ એ પિશાચોને કહો શાની અડે ?
કરવા બીજી તૈયાર મૂછે વળ ચઢે નફ્ટાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૬

વિષપાનથી પોઢી જનારાં ક્યાંથી શોધી કાઢીયે ?
એ ક્રૂરતા કરનારનાં શું નાક કાનો વાઢીયે ?

કૂવો પુરાવે કોડથી બોલી બુરૂં ચતુરાઇમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૭

રીવાજ જ્ઞાતિના ભુંડા ચારિત્ર્ય ખોટું વ્યક્તિનું,
જગવે ન કાં જુલમો પછી જ્યાં જોર કૃત્રિમ યુક્તિનું;
પંચાતનાઝું શું કરે કો સત્યની શિષ્ટાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૮

કારાગૃહોના કેસ એ નોંધાય યમને દફ્તરે,
દુઃખ વેઠવા બળદે પ્રભો ! ધીરજ સ્વરૂપી બખ્તરે;
આઘાત પ્રત્યાઘાતથી ખાટે ખપે હુકસાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૯

ભય વ્યાધિ કે શત્રુત્વના કંઈ ક્લેશ આ પાત્રો સહે,
વ્યવહારનો બોજો વળી નિરુપાયથી અનહદ વહે;
પૂરી તિતિક્ષા પાળતાં નોંધાય જે નફ્ટાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૧૦

વર્ણન કરી ન શકાય ભુખ્યાં અર્ધ વટ રોજે રહે,
કીડા ખરે બસ કાનમાંથી વેણુ સહુ વાંકા કહે;
ભોળાં બનીને ભોગવી છુટવુંજ ભલમનસાઈમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૧૧

ઘર બહાર જાયે નાખવા કચરો તહીં પહેરો ફરે,
સગી બ્હેન માસી હોય તો પણ બોલતા અંતર ડરે;
સીફારશો શું થાય ત્યાં શેઠાઈની શેખાઈમાં ?
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૧૨

આલોચના ઉપલક થતાં કંપારી કાયામાં છુટે,
ઉંડા ઉતરીએ તો પછી ક્યાં આભ—ના દુઃખ ના તુટે;
સંસારમાં શોધ્યો જડે ક્યાં સાર આ સુધરાઇમાં,
નિર્દોષ છાનાં કૈં દુઃખે ગુંગળાય છે મ્હોટાઈમાં. ૧૩

---

## સત્યની દીક્ષા ૪૫

વનવાસ દેવો રામને એ વાત શું નાની હતી?
પંચત્વ કાયા પામશે એ ભાવિની ઝાંખી થતી;
શુરવીર તો પણ શું ડગે? પાળી પ્રતિજ્ઞા જે કીધી,
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી? ૧
ગાદી ત્યજી સ્રી પુત્ર વેચ્યાં હરિશ્ચંદ્રે ટેકમાં,
ઝાંખી જણાયે પુણ્ય તારે ઇન્દ્રનીય વિવેકમાં;
વસમી વિપદની પ્યાલીઓ તો પણ જુઓ કેવી પીધી?
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી? ૨
પૃથુરાજ જેવા મ્હારથી ભાવિ બળે હારી ગયા,
જંજીરમાં જકડાઈ જો કે શત્રુને સ્વાધીન થયા;
નીમક હલાલી ચંદ કવીએ કેવી એ ટાંણે કીધી,
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી? ૩
ભય દુઃખ વ્યાધિ ક્લેશને સંતાપ હરદમ સેવતાં,
આત્મા અનુભવથી શિખે ધીરજ અહોનિશ ટેવતાં;
વ્હારે પ્રભુ ધાયો ન ક્યાં? કે સ્હાય ના એણે દીધી?
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી? ૪

પ્રભુની પ્રભુતા જાણવી સ્હેલી નથી સંપત્તિમાં,
પ્રભુની પ્રભુતા મ્હાણવા નિત્યે મળે વિપત્તિમાં;
પ્રભુની પ્રભુતા પાળવી એ ન્યાયની નીતિ સીધી,
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી ? ૫

ત્રણ તાપને તાપ્યા વીના માનવ નથી પાવન થતું,
ભોગો જીવનના ભોગવ્યા વિણ ના કદિ ભાવિ જતું;
આયુષ્યના એ ઓળખવાના રંગ સહુ પલટે વિધિ,
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી ? ૬

હીંમત મરદની રાખીએ યત્નો નવા નિતયોજીએ,
ભુલ્યા કહી ને કેટલું ? એ ખાતું ખાંતે ખોજીએ;
છુટકો નથી છેવટ નકી ઉગારશે કરુણાનિધિ,
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી ? ૭

કાયર થયે શું કામ કોદી કઠણ સુધરનાર છે ?
વિધવિધ ઉદ્યમ ખેડતાં અડચણ તણા શું ભાર છે ?
પડખે પ્રભુ ઉભો પછી કો આંગળી શકશે ચીંધી ?
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી ? ૮

પરિણામ સાથે કાર્યનો સંબંધ છેક વિસારીને,
આશ્રમ અવસ્થાયુક્તનિત વળી કર્મવ્રતનિત ધારીને;
અભ્યાસ નિયમિત આદરી અજ્ઞાન પટ નાંખો વીંધી,
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી ? ૯

થાનાર થાવાનું નકી સહુ તાર એના હાથ છે,
સહુ જીવ જીવનનો પરસ્પર ઋણાનુસારે સાથ છે;

મૂકાય મમતા મન તણી તો તો છુટે ભવવારિધિ,
ક્યમ ક્રોડ વાતે હારીએ જો સત્યની દીક્ષા લીધી ? ૧૦

---

## દીવાળી. ૪૬

ભલે લીંપો ભલે થેપો; ભલે ઘર રંગવા લાગો,
ચળકતાં વાસણો માંજો; ભલે ના એક પણ ડાઘો;
સખી વાહવા પુકારી કહે; ખરેખર રંગ તાળી છે,
દીવાળી કહો મુખે આવી; હૃદયમાં શું દીવાળી છે ? (ટેક)
ઘરાણાં પહેરવાનાં સૌ, ગયેલાં ગોળ ખાવાને,
ગીરો ઘર જે મુકયાં છાનાં; બીજે ભાડું કમાવાને;
કમાયા કે ગુમાવ્યું એ; વરસની નોંધ ચાળી છે ?...દીવાળી
નથી છુટકો કીધા વિણ કૈં; જગતની રાહદારી છે,
છતાં મને એમ જાણે કે; ખરચ આ ખાસ ભારી છે;
કહો શું કામ દુર્ગાઓ; પુરે મન કોડ પાળી છે ?...દીવાળી
દીવાની દીપ માળાઓ; પુરાશે જે પુરાવાની,
અને ખાવા તણી વાની; ખસુસે છે જ ખાવાની;
પરંતુ કાટકસરોનાં; બીબાંની હાર ઢાળી છે...દીવાળી
દીવાળી સુખના કાજે; દીવાળી શાન્તિને માટે,
પરંતુ તે ઘરે કિંવા; જડે ગોતી નહીં હાટે;
અનુભવ માત્ર થાયે કે; જીગરપર તીક્ષ્ણ પાળી છે...દીવાળી
બિછાવી કંટકે શૈયા; ગુલાબી વસ્ત્ર ઢાળીને,
હૃદય શું હર્ષવાનું છે ? સ્થિતિ એવી નીહાળીને;
ભલે ભેદુ કહે કે એ; સરસને બહુ સુંવાળી છે...દીવાળી

મહા સંતાપને શોકો; પ્રયત્ને આણરૂ રોકો,
અણીનો આવતાં મોકો; હસે રસ્તે જવા લોકો;
હળાહળ ભોજનો વાળી; પૂરી પીરસેલ થાળી છે...દીવાળી

ભુખ્યાં કૈં ટીડલાં જેવા; સંબંધી ચોદિસે જૂદાં,
દીવાની જ્યોતપર જેવાં; ઉડે ફરતાં ઝીણું કુદાં;
વિયોગોની દીવાલો જ્યાં; પરસ્પર ઘોર કાળી છે...દીવાળી

નહીં આનંદની ચટકી; નહીં લ્હેજત તણી લટકી,
નહીં માયા તણી મટકી; ખુંચે એ ખેદ તો ખટકી;
પ્રણયના: પાત્ર દેખોતો; હવે કાયા પ્રજાળી છે...દીવાળી

જુવાનીમાં જરા સહીએ; સદા ભાંગ્યા પગે રહેવું,
કુવાની છાંય કુવામાં; કશું કોની કને કહેવું ?
જીવનની જ્યોત ચિંતામાં; અહો નિશ માત્ર બાળી છે...દીવાળી

પડે પોબાર પાસાતો; ખરી એ ખાસ દીવાળી,
સુઝે સોની ઝવેરી વા; સુખડીયો સઈ અને માળી;
હજી તો કલ્પનાઓએ; નહી સ્વપ્નેય ભાળી છે...દીવાળી

હૃદયના ચોર થાવાને; શિખાવે આજ દીવાળી,
વળી વિશ્વાસની ઘાતો; કરાવે આજ દીવાળી;
અધર્મી સૌ પ્રપંચોની; અરે આ જાળ કાળી છે...દીવાળી

---

## જીવન જ્યોતિ. ૪૭

નિરાશે હાથ ખંખેરી જીગરનો ભોગ દેવાને,
અધીરાં માનવોને તું ધ્રુજાવે હાય લેવાને;

પરંતુ સ્વપ્નવત કેવાં સુખો દઈને ઠગાવે તું,
જીવનના નૂરની જ્યોતિ બુઝાવે તું જગાવે તું. ૧

અમાસે ઘોર અંધારૂં નિશાના નાથવિણ થાયે,
દરિદ્રીને પ્રપંચોમાં બધે અંધાર દેખાયે;
ઘરે ઘર ભીખ મંગાવી પછી હોદ્દે ચઢાવે તું,
જીવનના નૂરની જ્યોતિ બુઝાવે તું જગાવે તું. ૨

સબુરી છૂટવા ટાણે ખરો વિશ્વાસ જ્યાં ખૂટે,
પડ્યા પર પાટુ દઈ તેને રહેલું ધૈર્ય તું લુંટે;
મુખે તૃણ લેવડાવીને પછી ચકવે ચઢાવે તું,
જીવનના નૂરની જ્યોતિ બુઝાવે તું જગાવે તું. ૩

પડેલાં પાન ઝાડેથી નથી કાયમ પડ્યાં રહેતાં,
અટુલાં જન્મથી કાયમ અટુલાઈ નથી સ્હેતાં;
દુ:ખીને કોક કાળે હા ઉદય પાંખે ઉડાવે તું,
જીવનના નૂરની જ્યોતિ બુઝાવે તું જગાવે તું. ૪

ડુબેલા દુ:ખને દરીયે ત્રિવિધ સંતાપ તોફાને,
લુંટાશે આબરૂ એવી ભીતિ તું દાખવે શાને?
દયાળુ દેવ સાચો તું દયા તોયે છુપાવે તું,
જીવનના નૂરની જ્યોતિ બુઝાવે તું જગાવે તું. ૫

દુ:ખીના તિવ્ર પોકારો અનેરાં પાપ શું રોકે?
દુ:ખીના પાપ કર્મોથી નયન શું મીંચતો શોકે?
મહા પાપો કરુણાથી જનોનાં સૌ હટાવે તું,
જીવનના નૂરની જ્યોતિ બુઝાવે તું જગાવે તું. ૬

વસુધા ચૈત્ર વૈશાખે તપે બહુ તાપથી ત્યારે,
અશાડે મેઘ વરસાવી હૃદય સૌ કુમળાં ઠારે;
ઠરીને હીમ થાનારાં વનો લીલાં સજાવે તું,
જીવનના નૂરની જ્યોતિ બુઝાવે તું જગાવે તું. ૭

## ત્રાજુડી. ૪૮

અધિકારના ઓદ્ધાતણું બળ હાથમાં છે જ્યાં સુધી,
અંગે અલૌકિક બુદ્ધિ સારા સારની છે જ્યાં સુધી;
આશ્રય દઈ કંઈ રંકની આશીષ લૈ લે આ ઘડી,
કેં તોલ નમતું જ્યાં સુધી તુજ હાથમાં છે ત્રાજુડી. ૧

સદ્‌ કર્મની સમૃદ્ધિથી ભંડાર જો હોયે ભર્યા,
તો ચેતજે વિમાસવું નહીં "હાથ કંઈ દાને ઠર્યા;"
આલોકને પરલોકનો પરમાર્થ મારગ લે ઢુંઢી,
કેં તોલ નમતું જ્યાં સુધી તુજ હાથમાં છે ત્રાજુડી. ૨

શક્તિ તિતિક્ષાની કદિ જો હોય તેં નવ કેળવી,
તો ભજનનો વ્યાપાર કરી લે લાભ દેશે મેળવી;
તું ધાર કંઈ વૈરાગ્યના શુભ જ્ઞાનની ઝોળી રૂડી,
કેં તોલ નમતું જ્યાં સુધી તુજ હાથમાં છે ત્રાજુડી. ૩

કાયા કુંપો છે કાચનો નહી વાર લાગે ફુટતાં,
રહેશે સગાં સૌ સ્વારથી મરતાં લગી એ લુંટતાં;
આ પીંડમાં બ્રહ્માંડનો લે લ્હાવ તું તો આ ઘડી,
કેં તોલ નમતું જ્યાં સુધી તુજ હાથમાં છે ત્રાજુડી. ૪

આયુષ્ય આંબો સાખ મીઠી ગઈ ઋતુ આવે નહીં,
દિન ચાર ચટકે વહી જશે; શું વાત લક્ષે છે લહી ?
મીઠો મધુર રસ ચાખવા; લે શાખ આંબાને ઝુડી,
કેં તોલ નમતું જ્યાં સુધી તુજ હાથમાં છે ત્રાજુડી. ૫

જો આત્મજ્યોતિ ઝગઝગે ઉજાસ તેનો ઓર છે,
તું પારખી લે પુણ્યના બદમાસ કીયા ચોર છે ?
જો ખંત હોયે ખ્યાલની તો ખલક આખું લે ખુંદી,
કેં તોલ નમતું જ્યાં સુધી તુજ હાથમાં છે ત્રાજુડી. ૬

ક્ષત્રીપણાની વીરતા ઉછળી રહી જો નસનસે,
પુરૂષાર્થના પ્રાક્રમ વડે કર રંકનું રક્ષણ ન શે ?
કેં માતૃભૂની મુક્તિમાં વ્યય લે કરી જીવન મુડી,
કેં તોલ નમતું જ્યાં સુધી તુજ હાથમાં છે ત્રાજુડી. ૭

---

## પડી માથે. ૪૯

પિતા માતા પડે માંદા; બને ના પાણી પાવાનું,
પછી સ્ત્રી છોકરાં સારૂં; વિદેશે રહી કમાવાનું;
પીળાતા કાન પર ઘેરે; હશે કોદી નહી શું ત્યાં ?
ગજું હો કે ભલે ના હો; પડી માથે કરે શું ત્યાં ? ૧

પિતા માતા કને નિત્યે; જરૂરીઆતો બધી જોતી,
હશે સૌ આવતું કયાંથી ? મગજમાં વાત એ ન્હોતી;
પછી તો કરકસર શીખે; પલક પલકે જ જોશું ત્યાં,
ગજું હો કે ભલે ના હો; પડી માથે કરે શું ત્યાં ? ૨

પ્રબોધો માત પિતાના; નિરર્થક લાગતા જે સૌ,
મીઠા ઉપદેશ દેવાને; શિખ્યા કયાં એ પછીથી ખ્હૌ;
પડે જ્યાં ઠોકરો વાગે; છતાં સમજેજ "રોશું કયાં" ?
ગજું હોકે ભલે ના હો; પડી માથે કરે શું ત્યાં ? ૩

તમારે જેમ જોતું તું; બીજાને તેમ જોઇએ છે,
રહે જો જ્ઞાન એવું તો; સુઝે "મીજાજ ખોઈએછ";
હુગે જો છોકરાં જમતાં; હુસી કહે "હોય ! ધોશું ત્યાં",
ગજુ હોકે ભલે ના હો; પડી માથે કરે શું ત્યાં ? ૪

હુંમેશા માત પિતાપર; ખટાશો જે રખાતી'તી,
પછી સ્ત્રી છોકરાં પર એ; ખુમારી શું ગજાતી'તી ?
ઘરેઘર માટીના ચુલા; પડે નજરેજ જોશું ત્યાં,
ગજું હોકે ભલે ના હો; પડી માથે કરે શું ત્યાં ? ૫

બગાડી મૂખ વૃદ્ધોને; બપોરે રોટલો આપે,
"ઘડીના છોકરાં રાખે;" કહીને નાક તો કાપે;
અરે એ દુ:ખનાં આંસું; જગતને દ્વાર લ્હો શું કયાં,
ગજું હોકે ભલે ના હો; પડી માથે કરે શું ત્યાં ? ૬

જગતના ઘાટ જોવાને; અનુભવ વેઠવા જુદા,
પરસ્પર બે વિરોધીના; પછી સમજાય છે મુદ્દા;
વિચારી ચાલશું નહીં તો; નકી "ખાશુંજ ખત્તા ત્યાં",
ગજું હોકે ભલે ના હો; પડી માથે કરે શું ત્યાં ? ૭

## ગામ કે ધામ ? ૫૦

જે ગામમાં કુતરાં તણી સુવાવડો સ્નેહે કરે,
ને ગલુડીયાંને દૂધ પાવા બાળકો જ્યાં નિત ફરે;
જે ગામમાં ખડ ગાયને નંખાય દાણા પંખીને,
તે ગામ સામું અવનતિ પછી શું જુએ કદિ ઝંખીને ? ૧

જે ગામમાં અભ્યાગતો આદર થકી પૂજાય છે,
જે ગામમાં વળી સાધુતાની ખરી કસોટી થાય છે;
જે ગામનું અટવાય ના શોણીત પાપો ડંખીને,
તે ગામ સામું અવનતિ પછી શું જુએ કદિ ઝંખીને ? ૨

જે ગામમાં વ્યહવારનો વટ બાળકો ચુકે નહીં,
લીધી ધરમની ટેક તે મરતાં લગી મુકે નહી;
જ્યાં ધર્મ કૃત્યો ચતુર્વર્ણો આચરે નિઃશંકીને,
તે ગામ સામું અવનતિ પછી શું જુએ કદિ ઝંખીને. ૩

જ્યાં એક યતિને એક સતીનો વાસ છે કાયમ રહ્યો,
જ્યાં વાયરો અનીતિ તણો સ્વપ્ને નહીં કો દી વહ્યો;
જ્યાં જન્મ માતા આપતી બાળક રૂડાં સીલંકીને,
તે ગામ સામું અવનતિ પછી શું જુએ કદિ ઝંખીને. ૪

પરબો રૂડી બંધાય પંથી છાંય વિસામે લહે,
જે ગામની પાદર વળી નીરમળ જળે સરિતા વહે;
મન થાય રમવાનું જહીં હરિહર અને વિરંચિને,
તે ગામ સામું અવનતિ પછી શું જુએ કદી ઝંખીને ? ૫

જે ગામમાં રાજા પ્રજાનો સ્નેહ દૂધ સાકર સમો,
જે ગામમાં જાણે નહીં શું વસ્તુ જગમાં અણુગમો;
શ્રીમંત રંક ભલે બને પણ સાચવે આટ ગ્રંથીને,
તે ગામ સામું અવનતિ પછી શું જુએ કદી ઝંખીને? ૬

લક્ષ્મી અને વિદ્યા તણી નિત આણુ વરતે દસ દીશે,
શું ગામ એવું આ સમે વસતું હશે કંઈ જગ વિશે?
મન થાય ત્યાં ઉડી જવા વિણુ પાંખના જીવ પંથીને,
તે ગામ સામું અવનતિ પછી શું જુએ કદી ઝંખીને? ૭

---

## વિરહી બાળા. ૫૧

કોયલ તું મુજ બહેનડી રસ રંગીલી,
વાલમ વિરહે હું ઘેલડી..............રસ
કોયલડી દે તુજ પાંખડી..............રસ
પતિ જોવા આતુર આંખડી..............રસ
કોયલ તુજ મીઠો સુર દે..............રસ
રીઝે મમનાથ જરૂરહે..............રસ
તું ઉડતી દેશો દેશ એ..............રસ
લાવી દે કંઈ સંદેશ જો..............રસ
હું માનીશ તારો પાડ એ..............રસ
મુજ વાલમ કંઈ દેખાડજો..............રસ
જીવણુ છે જોબન વેશ એ..............રસ
વાંકડીયા માથે કેશજો..............રસ

વાતું છે એની મીઠડી..................રસ
એંધાણી જો કંઇ દીઠડી..................રસ
છે તારે વાને વાન એ..................રસ
જાણે કંઈ બીજો કહાન જો..................રસ
હું જોતી બેશીશ વાટ એ..................રસ
કોયલડી ટાળ ઉચાટ જો..................રસ
જો ભાળ કંઈ લાવીશ એ..................રસ
તું માગીશ તે આપીશ જો..................રસ

---

## માલીક કે માવતર ? ૫૨

નોકર કરી રાખે છતાં કરુણા ઉરે બાળક સમી,
ભુખ્યાં દુઃખ્યાંની કાળજી જે હૃદયમાં રહેતી રમી;
બોલે છતાં નવ રીસ ધોખો તોલ સમજે આપણું,
માલિક નહીં માતાપિતા એ ઘરમનાં "જીવો ઘણું." ૧

આપત્તિમાં આશીષદાયક દે દિલાસો ખંતથી,
અનુકુળતા આપે મીઠી જે કંઇ બને જ શ્રીમંતથી;
મમતાળુ એ ઉપકારની કદિ ફેડ નવ થાયે આણું,
માલિક નહીં માતાપિતા એ ઘરમનાં "જીવો ઘણું." ૨

જે દર્શનો માટે હૃદય તલસાય છે અહનિશજો,
જે આત્મજ્યોતિ તેજમાં વરતાય છે જગદીશજો;
અંતર ઠરે જે ભાવથી પીધું અમી તીરથ તણું,
માલિક નહિં માતાપિતા એ ઘરમનાં "જીવો ઘણું." ૩

છેટે છતાં પાસે વસે પ્રતિબોધથી પાવન કરે,
ભુલચુક થાયે તે છતાં કદિએ અહિત નહી સ્મરે;
વ્યહવારના ધોરણ વિશે અઘટિત નહી ખપતું કાંઈ,
માલીક નહીં માતાપિતા એ ધરમનાં "જીવો ઘણું." ૪

જ્યાં પુણ્યને પ્રભુતાઈના વરસાદ નિત નિત વરસતા,
સુખ શાન્તિના આન્દોલનો આદર્શ દૈવી સજવતા;
ભક્તિ સ્ફુરે સ્હેજે નુતન એ ભાવનાઓ શું ભણું ?
માલિક નહીં માતાપિતા એ ધરમનાં "જીવો ઘણું." ૫

આશ્રય અનુપમ મેળવી આશીષ અંતર આપતું,
કલ્યાણકારી વંશનો શુભ વિજય મન આલાપતું;
શું આંગળીના નખ વડે મહીમા તણો મેરૂ ખણું ?
માલિક નહીં માતાપિતા એ ધરમનાં "જીવો ઘણું." ૬

છે ધન્ય સંપત્તિ મેળવી છે ધન્ય એ સુખ ભોગવે,
પ્રભુ એ થકી ઉમદા સ્થિતિ આપો જરૂર ભવોભવે;
સૌભાગ્યથી વિભુષિત રહો ચીરકાળ એવું આંગણું,
માલિક નહીં માતાપિતા એ ધરમનાં "જીવો ઘણું." ૭

જે છાંય શીતળમાં જીવનનાં દિવસો કંઈ ગુજરે,
કડવાં મીઠાં સ્વપ્નો તણાં ચિત્રો અનોખાં તરવરે;
ફરિઆદના કંઈ ફેંસલાનું અમર રહે સંભારણું,
માલિક નહીં માતાપિતા એ ધરમનાં "જીવો ઘણું." ૮

કુંજર કદિ ઉદારતાથી કોળીયો અરપણ કરે,
સંતોષથી અગણિત કીડીઓ કેવું પેટ સુખે ભરે;

સાચી સખાવત ધોરણે જે ખુલ્લું છે નિત બારણું,
માલિક નહીં માતાપિતા એ ધરમનાં “જીવો ઘણું.” ૯
આપી ચલવતું કો નથી પણ હુંફ મોટી વાત છે,
અણીનું ચુકયું સો વર્ષ જીવે એ નીતિ સાક્ષાત છે;
ષદરજ પ્રતાપ તણી પ્રતીતિ પુજ્ય જે ક્ષણુ એ ક્ષણું,
માલિક નહીં માતાપિતા એ ધરમનાં “જીવો ઘણું.” ૧૦

## હોટલ. ૫૩

જ્યાં ધર્મને આરોગ્ય તો ધોળા દિને લુંટાય છે,
નીતિ અને પૈસા તણી ખાંતે ખુવારી થાય છે;
એ વ્યસનથી વંઠી જવાની ટેવને ધિક્કારજો,
વિણ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૧

ઘરનાં દુઝાણાં હોય તો પણ દુધ નાખો વેચીને,
લત લાગી ચ્હાના પાણીની લઈ જાય તે ત્યાં ખેંચીને;
બસ પાનને બીડીથકી બચવા તણો ત્યાં ભારશો ?
વિણ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૨

એ આદતે ફદીયું ખીસામાં જોઈ લ્યો મોંઘું થયું,
એ આદતે પગ ભાંગતાં નવ ખેતીમાં ભેજું રહ્યું;
અનુભવ વડે જ્યાં ફાયદો આવે તહીં સંભારજો,
વિણ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૩

ઘી દુધ ગોત્યાં નવ જડે આજારીને ઓષધ વિશે,
સત્તા બધે જામી જુઓ હોટલ તણી તો દસ દિશે;
મન થાય તો મ્હોં ઉપરે સુખે તમાચો મારજો,
વિણ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૪

કાળી કમાણીનું તમારૂં આમ ફુદીયું જાય છે,
એ દેખતાં કુમળાં હૃદય જોનારનાં ચીરાય છે;
બાપુ હવે તો બહુ થઈ કંઈ દિન દશા વિચારજો,
વિણ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૫

કો લાકડી લઈ મારવા અહીં આવનારૂં છે નહીં,
ઘરના ખુંણાને પુછી લ્યો કે આબરૂ શામાં રહી ?
બળ હોય કાંડામાં કદિ તો છોકરાં સંભાળજો,
વિણ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૬

કડવા કથન કહેવા પડે એ શરમ અમને થાય છે,
પણ ખલક ખેડુતની પુંઠે એ વેણ નવ વિસરાય છે;
ઉપકાર થાશે અમપરે કરુણા કરી ઉગારજો,
વિણ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૭

ખોરાકને પોશાક ધંધો ખેડુનો પલટે નહી,
પલટ્યો કદિ તો જાણવું કે વાત હાથેથી ગઈ;
વેળા વીતી ગઈ છે નહી હિંમત હજુ ના હારજો,
વિણ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૮

કદી હોય આગેવાન જેને આંધળો કરમે મળ્યો,
કુવે પડે આખું કટક એ દાખલો છે સાંભળ્યો ?

દુનિયા વિષે ખેડુત આગેવાન છે વિચારજો,
વિણુ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૯

મીઠા શુકન મુદ્દા તણા કીધા બદલ માફી દઈ,
ઉપકાર થાશે જો ઉંડું જોશો જરી લક્ષે લઈ;
હિતનું કહ્યું સમજાય તો અંતર વિષે ઉતારજો,
વિણ મોત જો મરવું ગમે તો તો ત્હમે હોટલ જજો. ૧૦

---

## ચ્હા. ચ્હા. ૫૪

ચ્હા દેવી ચ્હા દેવી; તારી જુક્તિ જોયા જેવી,
હો ચ્હા દેવી ચ્હા દેવી
તુંને ઓળખી તું કેવી હો............ચ્હા દેવી ચ્હા દેવી,
અધિકારે ઝેર જેવી હો............ચ્હા દેવી ચ્હા દેવી.

ગામે ગામે ઘર કરી બેઠી,
ઘર ઘરમાં પટરાણીરે (૨)
રંક શ્રીમંત પડ્યા તુજ ચરણે;
ચીન કુમારી શાણીરે.........ચ્હા દેવી ચ્હા દેવી,

તન મન ધન ભારતનાં ખાધાં,
ઠાલી તું ઠકરાણી રે (૨)
શુકન જોઇને દિસે સંચરી
મારી પણ ન મરાણી રે......ચ્હા દેવી ચ્હા દેવી.

વટલાવી માર્યા તેં સહુને,
એકજ આરે મુકી રે; (૨)

હાઝયાં દીલ તો એમ કહે છે,
"નવ જો શો ત્યાં શુંકી રે'.........મ્હા દેવી મ્હા દેવી

તારાં મંદિર તોડ્યાં ફોડ્યાં,
પીટ્યા કંઇક પૂજારી રે; (૨)
તો પણ તું માયાવી મોટી,
જીવે બહુ રૂપ ધારી રે.........મ્હા દેવી મ્હા દેવી

તું નકટીના ભક્ત નફ્ટ સૌ,
સ્નેહ ગાંઠ કયમ છુટે રે; (૨)
ટાંણે તેડી નવ આવે તો,
મુંઝાઈ માથું કુટે રે.........મ્હા દેવી મ્હા દેવી

નર નારી બાળકને ઘરડાં,
તેં કબજામાં લીધાં રે; (૨)
લાખ તણી તું રાખ કરાવે,
એ સરવૈયાં સીધાંરે; રે.........મ્હા દેવી મ્હા દેવી

ભાંડ ભવાયા ભંગી રાવળ,
તે પણ તેં નવ છોડ્યારે; (૨)
ગાડરનાં ટોળાંની પેઠે,
જુગતે ચીલે જોડ્યા રે.........મ્હા દેવી મ્હા દેવી

પરમ હંસ પણ કરે પારખું,
લહેજત તારી માગે રે; (૨)
તારાં દર્શન કર્યા વિના નવ,
દેવ ઘંટડી વાગેરે (૨)...........મ્હા દેવી મ્હા દેવી

પ્યાલાં કીટલી અને રકેબી,
જ્યાં જુઓ ત્યાં ઝણુકેરે; (૨)
તારૂં નામ પડે ત્યાં બાળક,
જાગી ઉઠે વિણ છણુકેરે; (૨)........મ્હા દેવી મ્હા દેવી
"મા ભૂ પા"ના પાઠ હતા જે,
બાળકનાં શિક્ષણ માંરે; (૨)
"મા મ્હા પા" ત્યાં થઈ ગયું છે,
આ યુગને આ ક્ષણમાં રે........મ્હા દેવી મ્હા દેવી
રાજ કૃપાની તું માનીતી,
પછી રહ્યું શું બાકીરે? (૨)
વલોપાત કરનારા આખર,
બેઠા ફીફાં ફાકીરે........મ્હા દેવી મ્હા દેવી
મંત્ર જંત્ર ને દોરા ચીઠ્ઠી,
તે તું ભરાવે પાણી રે (૨)
વિરલો પાકે કોણ પ્રતાપી?
કાઢે લટ તુજ તાણીરે........મ્હા દેવી મ્હા દેવી
માથે મુંડો કરી તુને તો
ગદ્ધા પર બેસાડીરે (૨)
જુનાં જુતાંની માળા ઘાલી
કોણ મુકે કહો કહાડીરે........મ્હા દેવી મ્હા દેવી
કાળું મ્હોડું કો નવ જુએ
દુધને સાકર પીતાંરે (૨)
ભારતનાં એ ભાગ્ય ઉજળાં
ઉઘડે કયમ ઓચિંતારે........મ્હા દેવી મ્હા દેવી

## માલ મીઠા મફતના. ૫૫

અગીઆરીઓના આંક ગોખી બ્રાહ્મણો પરણાવતા,
કવિતા વળી કંઈ બોલીને એકાદશાજ સરાવતા;
ભોળા જનો સમજે ન એ દઈ દક્ષિણા નમતા ખરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧

સુખ સાધનોમાં સંપતિ જ્યારે નકી ઓછી પડે,
ત્યાં દીન રૈયત ઉપરે વેરા નવા ચીવટે ચડે;
પાલન પ્રજાનું થાય કે નહીં શું ડરે છે નુંગરા ?
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૨

ગણી સોળ પંચા બ્યાસીને હિસાબ ખેડુતના કર્યા,
છુટમાં મુકયા કહી સુખ થકી ને ફેર સરવાળે ધર્યા;
વિશ્વાસના ધરનારને વણિકો કરી દે પાધરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૩

ખેડુત ખેતર વાવતા લઈ અર્ધ ભાગે હોંશથી,
પણ કપટથી ચોરી જતાં ડર ખાય ના કહિ દોષથી;
માલિકને દઈ સિખ કહે "ધુળમાં કર્યા પ્રભુ કાંકરા"
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૪

લઈ શુદ્ધ સોનું શ્રૉફનું ત્રાંબું ધરે પછી મેળવે,
કારીગરી ઉત્તમ કરી ગ્રાહક તણું મન કેળવે;
એ શહાણપણ સોની તણું પરખે પ્રભુના ડાયરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૫

વાતો મીઠી વ્હાલપ ભરી કરી લુગડું દરજી લહે,
લાંબું ટુંકું ઝટ વેતરી "ખુટતું અમે દેશું" કહે;
ઉપકારના ઉપડાવવા ગ્રાહક શિરે જડ ડુંગરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૬

દળણાં દળી મધ રાતનાં કે પાણી કંઈ પરનાં ભરી,
ચીંમટી લઈ નિત પેટમાં જીવતોડથી થાપણ કરી;
એ વ્યાજ કાજે ધીરતાં કૈં ઓળવે શાહો ખરા!
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૭

જુલમો ગુજારે જીવ પર કાતીલ સ્વારથ કારણે,
ભોળા જનોને ભુલવી ઔષધ દઈ જર જેહણે;
દૂધ શર્કરા ચોખા તણું વાળુ કરે જઈ–જાતારા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૮

પીએ મદીરા પ્રેમથી વળી નગ્ન નચવે નાયકા,
વેચે શિયળ સ્ત્રી પુત્રીનું પણ ગુપ્ત રાખે વાયકા;
મુખ પાનશું એ ચાવતા? ઘોળી પીયે શું ભાંગરા!
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૯

સુખ આશથી સ્નેહી બની દે કાચ વાટી ભોજને,
લક્ષ્મી તણી દઈ લાલચો અટકાવી રાખે ખોજને;
નિર્દોષતાના ઢોંગથી પ્રભુજી પડે ના–કાં–ધરા?
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૦

છાપાં તિલક કૈં જાતના કરી કંઠમાં માળા ધરી,
સાધુ થયા પણ સાધના સ્વપ્ને શકયા ના કૈં કરી;

છોડી શકયા ના વિષય કે જગદીશ ના જાણ્યા જરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૧

પૂરો પગાર મળે છતાં પણ ચોરી જો નોકર કરે,
ઉંધું ચતું સમજાવીને નિત શેઠના અંતર ઠરે;
માલીકને ઉલ્લુ ગણી કાઢે બધા ઘરના વરા.
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૨

નમુના બતાવી ઉમદા ને ભાવ તેનો ઠેરવે,
જો કે હળાહળ ઉર ભર્યું પણ અમી જીભને ટેરવે;
પછી માલ માટીથી બુરો આપી કરે દમડા ખરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૩

અધિકાર ગજવે અમલનો રક્ષક છતાં ભક્ષક બની,
વીંટાય ગોળે કીડીઓ ત્યમ હાજરી ખડી આપની;
તત્કાળ ત્હોંમત મુકવા તૈયાર બાંધી ઘુઘરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૪

પરબો કરે પુણ્યારથી દઈ દામ કામ કરાવતા,
પણ પાણી પીવા માગતાં પૈસોજ પ્રથમ કઢાવતા;
એવા જીવોને મારી રોવા જેવું થાયે છે જરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૫

મજુરી કરાવે કાળીને પછી દામ નહી આપે પૂરા,
ઉસ્તાદી ઉત્તમ વાપરે બહુ બોલવા થઈને શુરા;
શું જોર એ પામર કરે ડોળા બતાવે કાતરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૬

અણુતોલ લાદે ભાર મૂરખ મૂક પ્રાણી ઉપરે,
ખોરાકમાં ખડ પાણી પૂરાં સાંભરે ત્યારે ધરે;
ધન મેળવ્યાની ઝંખના શું એહને ઉજાગરા ?
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૭
મંદિરમાં ઇશ્વર વસે પણ ભેદ નિર્ધન ધનિકનો,
પામે પ્રસાદી પ્રેમથી જાણે સગો કો નજિકનો;
ધક્કા ગરીબોને પડે નિશ્વાસ નીકળે સુંસરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૮
યુક્તિ અનેક કરો છતાં પણ પાણી પયમાં મેળવે,
વળી ફીણ નાખી ઉપરથી ગ્રાહક તણું મન હેળવે;
સગપણ નસગ્ગી બહેનનું સમ ખાય જાણે કાંકરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૧૯
પોકાર પ્રભુ દરબારમાં આ સર્વનો પહોંચે ખરો,
પરિણામ ભોગવવાં પડે ત્યારે ઉઠે મન ખરખરો;
કહેવાય નહી કો આગળે આવે ઉદરમાં આફરા,
છે માલ મીઠા મફતના પણ જીરવવા છે આકરા. ૨૦

---

## દરિદ્ર નારાયણ ૫૬

ઘર ખેતરાં ને દાગીના બુડતાં દિનોદિન વ્યાજમાં,
તરણાં મુખે લઈ તે છતાં દિન કાઢવાના લાજમાં;
ઉધાર મળતું અટકતાં શું ખાઈ રહેવું આકડા ?
તું મારવા રાજી પ્રભુ પણ અફીણના નથી તાકડા. ૧

મેમાન આવે મ્હોડું સંતાડી છુપાઈ ચાલવું,
મારી તમાચો લાલ મુખડું રાખી કયાં લગી હાલવું ?
માગ્યું મળે નહી થીંગડું કયાં મોળીયે પછી કાકડા,
તું મારવા રાજી પ્રભુ પણ અફીણુના નથી તાકડા. ૨

માગેલ ખાટી છાશ મીનડાં ઢોળી નાંખે ગોતીને,
મ્હોં વાળવા બેસે ત્રિયા કયમ છાની રાખે રોતી તે ?
ફુટે ચુલે ત્યાં તાવડી ભરવા શું લોટે ફાકડા ?
તું મારવા રાજી પ્રભુ પણ અફીણુના નથી તાકડા. ૩

ઉદ્યમ મળે નહીં લેશ કાવડીયું નવી ચીજ થઇ પડી,
ચિંતા તણી ઉપાધિની નિત મંદગી હોયે ખડી;
ચિત્ત સર્વનાં ગર ગર ફરે જેવા પ્રજાપતિ ચાકડા,
તું મારવા રાજી પ્રભુ પણ અફીણુના નથી તાકડા. ૪

વ્યહુવારનું કરવત અરે પળવાર ના આઘું ખસે,
ભડકી ઉઠેલો અગ્નિ એ પછી દાહ કરતો નસનસે;
લીલામ કયાં કરીયે જઇ ? એ કુલિનતાના જાકડા,
તું મારવા રાજી પ્રભુ પણ અફીણુના નથી તાકડા. ૫

પ્રલયાગ્નિ આ હીણી દશાનો એક આત્મા જાણુતો,
વટ રાખવા મ્હેનત વડે પાડોશી ના પીછાણુ તો;
કદિ વાઘરી માટે અરેરે ભેંસ મારે થઈ ખડા,
તું મારવા રાજી પ્રભુ પણ અફીણુના નથી તાકડા. ૬

ઉંટ ખાય મ્હોડું પહોંચતા લગી છે અખતરો એ કર્યો,
પણ સ્નેહીઓના સ્નેહનો સહુ રંગ છેવટ ઉતર્યો;

બ્રહ્માંડથી અહદકાશિરે ઉપકારના એ માચડા,
તું મારવા રાજી પ્રભુ પણ અફીણુના નથી તાકડા. ૭
કંઈ વાર કે તહેવાર હોળીથી હીણા કહો શું ગમે ?
ઉંડી અશાન્તિમાં જીવન અટુલાં બની જ્યાં સમસમે;
પોકાર કયાં જઈને કરે ? ઉભરાય દુઃખના રાફડા,
તું મારવા રાજી પ્રભુ પણ અફીણુના નથી તાકડા. ૮
કહેવાય ઘર ખાતું પીતું ને ખાનદાનીનું ખરૂં,
પણ દિનમાં ત્રણ કાળ આવે યમપતિનું નોતરૂં;
છે ધન્ય તો પણ ધિરજને જે ધર્મના નામે વડા,
તું મારવા રાજી પ્રભુ પણ અફીણુના નથી તાકડા. ૯
સાચા કનકનું પારખું પાંચે પરિક્ષામાં તર્યાં,
રૂઠયા નવે ગ્રહ તે છતાં ટેકે નથી કદી છેતર્યાં;
પ્રભુ સ્હાય થાજો જે જીવે ગરીબાઈના ગળી ગાંગડા,
તું મારવા રાજી પ્રભુ પણ અફીણુના નથી તાકડા. ૧૦

---

## વિમળ હૈયું વિભો ! દે જે. ૫૭

કુવાનાં નીર ઠાલવવા; કરે છે કોસ ખેડુતો,
હીરા મોતી છુપાવાને; ત્રીજોરીનો નહી ટોટો;
નદીનાં નીર જૈ ઠરતાં, સમુદ્રે સામટાં સ્હેજે,
વિતક વાતું ઠલવવાને; વિમળ હૈયું વિભો ! દેજે. ૧

દુઃખીના દુઃખના ઉભરા; ત્રિતાપે નિત્ય ઉભરાતા,
કહો ક્યાં પામીએ અમથાં, જીગરમાં સુખની શાતા ?

વિસામાની જરૂરત શું નથી ? તું સત્ય એ કહે જે,
વિતક વાતું ઠલવવાને; વિમળ હૈયું વિભો ! દેજે. ૨

મુંઝાયાં મન ધુમાડાથી; દીશા સુઝે નહી કોઈ,
મળે એકાંત તો ઠરીએ; ખુંણે છાના કદિ રોઈ;
હૃદય બોજો થવા હલકો; સુચવ તું માર્ગ સુઝે જે,
વિતક વાતું ઠલવવાને; વિમળ હૈયું વિભો ! દેજે. ૩

અજાણી વાટ આથડતા; જડે ના સ્થાન ઠરવાને,
કહો કયાં ગોતીએ રસ્તો ? સુરક્ષિત થઇ વિચરવાને;
દયાળુ દેવ મોટો તું; અરજ આ અંતરે લેજે,
વિતક વાતું ઠલવવાને; વિમળ હૈયું વિભો ! દેજે. ૪

જનેતાના ઉછંગે કૈં; સુખે શિશુ સુએ કેવાં ?
પ્રણુયીના આંસુડાં પ્રણુયી; પ્રણુયથી હા—લુએ જેવાં;
અમારી ભાવના છેલ્લી; હૃદય રેડાય હૃદયેજ,
વિતક વાતું ઠલવવાને; વિમળ હૈયું વિભો ! દેજે. ૫

———:o:———

## શરણું ૫૮

કદિ કર્યાં નથી વ્રત તપાદિ કૈં; નથી પૂજ્યા વળી સાધુ સંત કૈં:
મધુકરી નથી મેં કદી દીધી; શરણુ રાખજો હે કૃપાનિધિ. ૧

હરિ કથા સુણી હેતથી નથી; કદિ કર્યાં નથી તિર્થ ભાવથી;
હઠ હશે ઘણી વાતની લીધી; શરણુ રાખજો હે કૃપાનિધિ. ૨

નથી કરી શકયો દાન પાત્રને; પ્રભુ નથી ગણ્યા જીવ માત્રને;
મમત પ્યાલીઓ મેં હશે પીધી; શરણુ રાખજો હે કૃપાનિધિ. ૩

હીન જનો કહિ ડૂભવ્યા હશે; ભુલી ગયો પ્રભુ કેમ સાંખશે ?
સમજતો નથી શાસ્ત્રની વિધિ; શરણુ રાખજો હે કૃપાનિધિ. ૪
જીવન સર્વ છે અવગુણે ભર્યું; અધમ દોષથી દીલ ના ડર્યું;
મરણુ વાટ શું સાવ છે સીધી ? શરણુ રાખજો હે કૃપાનિધિ. ૫
અધમને પ્રભુ તું ઉગારતો; કરુણ ભાવથી દીન તારતો;
કર ગ્રહો તરૂં વિશ્વ વારિધિ; શરણુ રાખજો હે કૃપાનિધિ. ૬

---

## જનનીનાં પયપાન. ૫૯

જનનીનાં પયપાન; અમુલાં જનનીનાં પયપાન
માનવતાનાં મોંઘાં ઝરણાં (૨)
ઝરમરતાંજ નિદાન............અમુલાં
સાત્વિકતાનાં શુદ્ધ સનાતન (૨)
દિલડાંનાં દે દાન............અમુલાં
નૈસર્ગિક જાતિ બળ જીવન (૨)
જગવે જ્યાં લગી જાન.........અમુલાં
અમી રસના એ મીઠા ઘુંટડા (૨)
શિખવે મોટપ માન............અમુલાં
સ્મિત આંખડીયે વ્હાલપ વરસે (૨)
કરીયે સુખનાં સ્નાન............અમુલાં
પવિત્રતાની એજ ત્રિવેણી (૨)
શું ગઈએ ગુણ ગાન ?.........અમુલાં

---

## દુઃખી ન જીવે. ૬૦

કંઈ નવીન કે કંઈ પુર્વ યોગાયોગ માયા બંધને,
અજ્ઞાની જીવે ઓળખી મમતા તણી જો ગંધને;
જ્ઞાનિ અવસ્થાની ભલે ત્યાં ભિન્નતા કંઈ એ હુજો,
દુઃખ હાડ લાગ્યું એ જીવન નિશ્ચે ટકે નહીં જાણુજો. ૧

છેટું પડ્યાની સોચના એ જીવ કંઈ વિસરે નહીં,
કરવો પ્રપંચ પડે સહુ પણ ખોળીયું ખોટું અહીં;
ઉચાટ એને એક થાવું હોય તે છોને થજો,
દુઃખ હાડ લાગ્યું એ જીવન નિશ્ચે ટકે નહી જાણુજો. ૨

ઉપાય થાયે તે કરો જ્યાં રૂપીઓ રાશી ઠર્યો,
જોનાર ઝીણું પારખે કે જીવ છે જીવમાં મર્યો;
ભુલથાપ દેતાં વાર શું? ચેતો કહી તો માનજો,
દુઃખ હાડ લાગ્યું એ જીવન નિશ્ચે ટકે નહી જાણુજો. ૩

ટુકડા કર્યા બે નોટના ને અડધીયું બીડી દીધું,
પહોંચ્યા તણી મળી ખબર કે બીજું બીડાયે કયમ સીધું?
એવી રીતે એ જીવ જીવન એક રૂપે સમજજો,
દુઃખ હાડ લાગ્યું એ જીવન નિશ્ચે ટકે નહી જાણુજો. ૪

એ કાર્ય કારણુ ભાવથી આવેલ મૃત્યુ લોકમાં,
ને દૈવી સગપણુ એ પ્રમાણે આવી મળતું કોકમાં;
વહેવારનું જે ધુંસરૂં નિરપેક્ષ ભાવે તાણુજો,
દુઃખ હાડ લાગ્યું એ જીવન નિશ્ચે ટકે નહી જાણુજો. ૫

---

## શ્રીમંતાઇ. ૬૧

પ્રભાતે સેજથી ઉઠી નિશાએ સેજમાં સુએ,
ન બુદ્ધિ ત્યાં સુધી કલ્પી શકે પ્રતિકુળતા શું એ;
મસાલાથી કઢેલાં પય પીતાં સોના તણા પ્યાલે,
દીનોનાં દુ:ખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે? ૧

મળે મોટર સફર કરવા; સીનેમા મન મગન કરવા,
પડે જો તાપ તો છત્રી; સદાસેવક શિરે ધરવા;
ખરચવા વીશ સુરતી તો; અરે જ્યાં રોજ નહી ચાલે,
દીનોનાં દુ:ખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે? ૨

કમાવાની કશી ચિંતા? કમાનારા કમાવી દે,
દિવસને રાત રાજી થઇ; બધું લક્ષ્મી જમાવી દે;
ખુશામતખોર એવાના; સંબંધે થાય કૈં ન્યાલે,
દીનોનાં દુ:ખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે? ૩

હુકમમાં હાજરી દેતાં; ચુકાયું તો મુઆ જાણો,
પ્રયત્નો સૌ વૃથા જાયે; ભીંજાયે શું કદી પહાણો;
અહોનિશ ટાંટીયા તુટે; જીભલડી જેમ એ હાલે,
દીનોનાં દુ:ખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે. ૪

ગરજ જ્યારે પડે ત્યારે; હસીને એહ બોલાવે,
વિનય નીતિ બતાવે બહુ; મધુરો મોહ ઉપજાવે;
મળે શું છાયડો કોદી; ઉંચો જ્યમ તાડ—કો ફાલે ?
દીનોનાં દુ:ખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે. ૫

મદદ જો માગવા જાઓ; જણાવે વાયદા ખોટા,
અગર તો મુઠીઓમાં કૈં; વળાવે આશના ગોટા;
ખરે ટાણે ખુટે ત્યાં શું ? દરદ એ એમને સાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો, પીછાણે શું વિના ખ્યાલે ? ૬

ગરીબો સહુ ગુલામો છે; કરે છે ક્યાં મફત સેવા ?
અહોનિશ એજ ભેજાંમાં; ભરેલા ખ્યાલ છે એવા;
ગરીબોનાં જીગર કૂંણાં; વિંધે એ ભાવના ભાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે ? ૭

અમે શ્રીમંત દુનિયાંના; બધા સુખ ભોગનાવારસ,
અમારા સ્વાર્થ વિનાની; બધી સૃષ્ટિ વૃથા ફારસ;
અમોને જેહ જોઈએ તે; વિના કેવી રીતે ચાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે ? ૮

ઉનાળામાં મીઠું ટાઢું; ગરીબો જો પીએ પાણી,
શ્રીમંતો ના–શકે સાંખી; બતાવે લાલચો જાણી;
શિયાળુ માટલું લૈ કહે; ઉનાળું આપશું કાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે ? ૯

કનકના જે ચુડાવાળી; મફત માગી કરે દાતણ,
સડેલું શાક આપે તો; કહે જ્યમ્ સાંભળે સો જણ;
અજાણે ના પડાયે તો; તુરત પાતાળમાં ઘાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે ? ૧૦

હજારો દિન તણી મહેનત; પલકમાં જાય ધોવાઈ,
નથી સ્હામે મળ્યા કોઈ; ઉઠે ત્યમ મારવા ધાઈ;

ભલે શ્રાવણ તણા નીરો; પછી તો દડદડે ગાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે ? ૧૧

છુપાવાં કૈં પડે પાપો, અગર લેવા પડે શાપો,
વદાયે એક અક્ષર શું ? ગુણી ગરદન ભલે કાપો;
અરેરે પેટમાં કૉશું ? ગરીબો કયમ કરી ઘાલે,
દીનોનાં દુઃખ શ્રીમંતો; પીછાણે શું વિના ખ્યાલે ? ૧૨

---

## બળીયા. ૬૨

કૈં વિવિધ ફળ ફુલ પાનને વળી ધાન્ય પ્રભુએ છે કર્યા,
એ સ્વર્ગના સ્વાદો સદા માનવ ચરણમાં છે ધર્યા;
નિર્દોષ પંખીના શિકારે તે છતાં શાને ગયા ?
નિર્બળ તણું ભક્ષણ અરે કરવા નથી બળીયા થયા. ૧

આવે દયા જે દેખતાં એ રંક પ્રાણી ઉપરે,
કયમ ઘાતકી થાતાં નહીં તમ હૃદય લેશે થરથરે;
કૈં કર્મ ફળ સિદ્ધાંત લક્ષે કોઈ દી પણ છે લહ્યા ?
નિર્બળ તણું ભક્ષણ અરે કરવા નથી બળીયા થયા. ૨

કુદરત તણી શોભા રૂડીએ મોંઘું સંગ્રહ સ્થાન છે,
જેવાં તમારાં બાળ બચ્ચાં એમ એ સહુ જાન છે;
અપરાધ એ મોટો પ્રભુનો કેમ મન વિસરી ગયા,
નિર્બળ તણું ભક્ષણ અરે કરવા નથી બળીયા થયા. ૩

પામર તણાં વિનાશનો ઉલ્લાસ તમને શું ગમે ?
સુખ દુઃખ કેરી લાગણી સહુ જીવમાં સરખી રમે;

કિરતારની કરુણા તણા ગુણ કેમ કહો જાયે કહ્યા,
નિર્બળ તણું ભક્ષણ અરે કરવા નથી બળીયા થયા. ૪
માનવ જીવન મોંઘું જગે સૌ જીવને સંરક્ષવા,
એ કાયદો વિસરી અરે ક્યમ દોડતા જીવ ભક્ષવા;
એ પાપના બદલા પછી શી પેર તે જાશે સહ્યા ?
નિર્બળ તણું ભક્ષણ અરે કરવા નથી બળીયા થયા. ૫
જ્યમ આંગળીના ટેરવામાં ફાંસ તમને સાલતી,
ત્યમ મરણ ઘાથી એમને શું શું હશે પીડા થતી ?
મરવું નથી શું આપણે ? દિન ચાર આયુના રહ્યા,
નિર્બળ તણું ભક્ષણ અરે કરવા નથી બળીયા થયા. ૬
દુઃખ આપનારા ક્રૂર માનવ રાક્ષસો શોધી તમે,
નિર્દોષને સંભાળવા શાસન કરો એ તો ગમે;
કીર્તિ વધે કિરતારના દરબારમાં જડશે દયા,
નિર્બળ તણું ભક્ષણ અરે કરવા નથી બળીયા થયા. ૭
સામે તડાકે શોધીને વિફરેલ વાઘ વરૂ હણો,
જે માનવોના જીવનને દિન રાત ધોખો દે ઘણો;
બળબુદ્ધિને વિકાસને પરમાર્થ જેમાં છે રહ્યા,
નિર્બળ તણું ભક્ષણ અરે કરવા નથી બળીયા થયા. ૮

---

## માડીનો જાયો. ૬૩

બાપુના રાજ કુળ દીવડારે,
    ખમ્મા માડી જાયા વીર; (૨)
પનોતાં પીયર અમર તપો,
    વધો વ્હાલનાં રૂધીર. (૨)........રે બાપુના

સંસાર વૃક્ષની ડાખળીરે,
      અમે પંખીડા પ્રવાસી; (૨)
સુખ દુઃખ રેડવા કોકદી,
      ઉડી આવશું ઉદાસી. (૨).........રે બાપુના

પત્રો હલાવી વાયુ ઢોળશોરે,
      હૃદય સાક્ષીઓની લ્હાણુ, (૨)
એમાં ગનીમત માનશું;
      ઉંડી આશના એંધાણ. (૨).........રે બાપુના

આશિશ ઢોળશું ઉરનીરે,
      લેતાં ભામણાં રસાળ, (૨)
દેવોના દેવની દયા વરો,
      સુખ સ્વર્ગના સ્નેહાળ. (૨).........રે બાપુના

મોંઘાં સંદેશ અમે મોકલીરે,
      ખબર પુછશું સદાય (૨)
અશ્રુ આનંદનાં રેલતાં,
      નિત અંતર ફુલાય. (૨).........રે બાપુના

તાપે તપેલી જેવી મેદનીરે,
      પ્રથમ વૃષ્ટીએ ફોરાય (૨)
તેવી તમારી વિમળ કીરતિ,
      દેશો દેશ ગવાય (૨).........રે બાપુના

## ગુજારી દિન લેવાના. ૬૪

મળે તાજાં ભલે ભોજન; પુરણ પ્રીતિ પ્રસેવાનાં;
અને ફાંકા પડે તો બસ; ગુજારી દિન લેવાના. ૧
મળે શય્યા પલંગો જો; સુહાગી રાજ જેવાના;
ઉમંગે લોટીએ ધુળમાં; ગુજારી દિન લેવાના. ૨
ભલે નિંદો ભલે વંદો; અમે હા ના ન કહેવાના;
સંબંધી શત્રુ શું અમને? ગુજારી દિન લેવાના. ૩
બધું સારૂં બધું બુરૂં; પડે તે કષ્ટ સહેવાના;
પતંગી રંગ માનીને; ગુજારી દિન લેવાના. ૪
ગણ્યું મારૂં અને તારૂં; સ્વધર્મો માની સેવાના;
પરિણામે મીઠું મોટું; ગુજારી દિન લેવાના. ૫
કઢાયા દૂધ પીધાં કૈં; ઉઠાવ્યા માલ મેવાના;
કહો શું યાદ એ કરીએ? ગુજારી દિન લેવાના. ૬
કટુ મીઠાં ફળો ચાખ્યાં; રહ્યાં કૈં બાકી હેવાના;
મરણની વાટ જોતાં કૈં; ગુજારી દિન લેવાના. ૭

---

## હૈયું હાથ જ હોય તો. ૬૫

જીવે તેહ જરૂર આ જગતમાં જાગી શકે જીવને,
ગાળી સો ગળણે પીએ નીર વળી આકીન રાખી મને;
જાણે ભૂત ભવિષ્યનાં છમકલાં જે વર્તમાને થતાં,
હૈયું હાથજ હોય તો ફિકર શું? ધિંગાની સાથે જતાં. ૧

ખોટો ખેલ ખમાય ના ખણુખણે ખાંતે ખરા કારણે,
માથું મૂકી જરૂર દૂર ઝુઝતાં નીતિ તણા ધોરણે;
જે ઉરે નિત રામ છે રમી રહ્યો તે નૂર શું ખુટતાં ?
હૈયું હાથજ હોય તો ફીકર શું ? ધિંગાની સાથે જતાં. ૨

પીછાણે સહુ પેરથી વટવળી વ્યહુવારનો ઉજળો,
ચુકે ચીલો નહિ વળી ચીવટનો છો રાજગાદી મળો;
આવે ઓટ અને પછીજ ભરતી; એ સુત્રને ગોખતાં,
હૈયું હાથજ હોય તો ફીકર શું ? ધિંગાની સાથે જતાં. ૩

આવે જો અકળામણો અટપટી તોયે મુંઝાયે નહી,
શત્રુને સંતોષવા જીગરમાં તાકાદ પુરી જહીં;
સુધારે બગડયું બધું સહજમાં ભ્રાન્તિ જરા ભાગતાં,
હૈયું હાથજ હોય તો ફિકર શું ? ધિંગાની સાથે જતાં. ૪

ટાંણે થાય ફકીર કે અમીર એ; વાતું બધી આવડે,
શિખીને જન્મ્યાંજ શું સહુ કળા; શોધ્યું ન ક્યાંએ જડે;
ચાલે ત્યાં પળવારમાં કપટના; જે ભેદને જાણતાં,
હૈયું હાથજ હોય તો ફિકર શું ? ધિંગાની સાથે જતાં. ૫

ઘાવે ઘાવ કરી શકે વિગતના; ને ખાય સામા વળી,
ઘોળ્યાં હોય અફીણ જો મરણનાં; તોયે પી-જાણે વળી;
બોલ્યાં વેણ ચુકાયના ધરમનાં; મુવા પછી પાળતાં,
હૈયું હાથજ હોય તો ફિકર શું ? ધિંગાની સાથે જતાં. ૬

---

# મેલાં હૃદય. ૬૬

જોડાય જાણે જન્મથી જે નિકટના સગપણ વિશે,
પૂરણ હિતેચ્છુ હોય એવું મરણ સુધી એ દીસે;
પત્તો ન ખાવા દે કશો શું વાત ઉત્તર દેશું એ,
મેલા હૃદયનાં માનવી ઉતારી દે ઉંડે કુવે. ૧

ઉંડી ઉંડી બહુએ કરે કંઇ ઘાલ મેલો પણ વળી,
બુડી બતાવે નીકળી પણ ભીની થાય ન આંગળી;
પ્રેમાળ આંસુ પાડીને પગ પાવલાં જો કે ધુએ,
મેલા હૃદયનાં માનવી ઉતારી દે ઉંડે કુવે. ૨

ઋણાનુબંધે હિતપરનું દોડી દોડીને કરે,
ઘરનાં ભલેને ટળવળે કે અફીણ ઘોળીને મરે;
મ્હોટા નફાની આશથી ભોળાં બની ત્યાં તો ખુએ,
મેલા હૃદયનાં માનવી ઉતારી દે ઉંડે કુવે. ૩

જગની ઉકેલે આંટીઓ પગમાં બળે દેખાય નહીં,
જીવને પડે જો વેઠવું તો તે કશું લેખાય નહીં;
વૈરાગ્યનો દાવો કરંતાં ઘાત ના પાછું જુએ,
મેલા હૃદયનાં માનવી ઉતારી દે ઉંડે કુવે. ૪

લંકા લુંટાવા દે ઉઘાડી આંખથી પરવા વિના,
ફીકર કર્યે શું થાય ? આફતમાં પડે શંકા વિના;
માતાં થયા ખાઈ મફતનો માલ આંસુ શું લુએ ?
મેલા હૃદયનાં માનવી ઉતારી દે ઉંડે કુવે. ૫

ગોળો અને ગોફણુ પ્રભુ જ્યાં હાથથી લે આંચકી,
ત્યારે ઉરે સમજાય મોટી ભૂલ થઈ ગઇ છે નકી;
કુદરત કને કંઇ કારગત ચાલી શકે નહીં ત્યાં રૂએ,
મેલા હૃદયનાં માનવી ઉતારી દે ઉંડે કુવે. ૬

ભાગ્યે લખ્યું માની ભલે ને ભોગવી લે પાછળે,
પણ હૃદય તો તેવા જીવોનું રાત દી નિશ્ચે બળે;
સંતોષ માની જીવવું "જીભ થાય કાળી જાંણુએ,"
મેલા હૃદયનાં માનવી ઉતારી દે ઉંડે કુવે. ૭

---

## ભાગ્યની મહત્તા. ૬૭

સિન્ધુ પિતા જેનો સહોદર વૈદ્ય છે ધન્વંતરી,
સાક્ષાત ભગિની લક્ષ્મીજી ને બનેવી વળી શ્રીહરિ;
શિવની જટામાં સ્થાન પણ શું ઈન્દુક્ષય રોગી ટળે ?
સુખ સ્વર્ગનાં ઉત્તમ ભલે પણ ભાગ્ય વિના શું મળે ? ૧

વરદાન દીધાં દૈત્યને ત્રિપુરારિએ કેવાં જુઓ ?
પણ આક ધંતુરો અને વિજયાતણો પોતે ભુવો;
નાચે દિગંબર થઈ સ્મશાને ભુત જ્યાં ટોળે વળે,
સુખ સ્વર્ગનાં ઉત્તમ ભલે પણ ભાગ્ય વિના શું મળે ? ૨

ધાતા જગતનો એક બ્રહ્મા આદ્ય જે કહેવાય છે,
છે જગતમાં કહેવત "કુંવારી ડોશી શું રહેવાય છે ?"
તોપણ સરસ્વતિ દેવીને નારદ કુંવારા ! શું ફળે ?
સુખ સ્વર્ગનાં ઉત્તમ ભલે પણ ભાગ્ય વિના શું મળે ? ૩

સચરાચરે વ્યાપક અને બ્રહ્માંડના નાયક વળી,
તે દ્વારપાળ બની ઉભા પાતાળમાં જ્યાં છે બલિ;
શું લક્ષ્મીની લાલચ હતી ? કે ઘર જમાઈ થઇ હળે,
સુખ સ્વર્ગનાં ઉત્તમ ભલે પણ ભાગ્ય વિના શું મળે ? ૪

લંકા વિભિષણને સમર્પી અમર પણ એ'ને કીધો,
હનુમાનજીને તેલ સિંદુર ન્યાય એ કેવો કીધો ?
અપરાધ વિણ દેવી સીતા તે છેહ પામી ટળવળે,
સુખ સ્વર્ગનાં ઉત્તમ ભલે પણ ભાગ્ય વિના શું મળે ? ૫

ભાગીરથીનું પાન કરનારાં અમર પદને વરે,
મહાદેવજીના મસ્તકે જે રાત દી વાસો કરે;
રે ભ્રષ્ટ થાતાં નિજ પદેથી તેહ પાતાળે ભળે,
સુખ સ્વર્ગનાં ઉત્તમ ભલે પણ ભાગ્ય વિના શું મળે ? ૬

---

## ઝીણી ઝીણુવટ. ૬૮

ઉઠે એક નિમેષમાં મનુ ઉરે; તર્કો કહો કેટલા ?
ને ભાગો લઇને વળી પરિણમે; કલ્પો તહીં તેટલા;
ભુલે સાધ્ય અસાધ્યનો નિયમ ત્યાં; ભ્રાન્તી વિશે તે પડે,
ઝીણામાંય ઝીણી જગે ઝીણુવટે; જોતાં પ્રભુ સાંપડે. ૧

માયાના વિસ્તારમાં ક્રમીકએ; તારો ગુંથ્યા ચીવટે,
નાના કેમ ગણાય એ ગહન સૌ ! વીંટેલ સૃષ્ટિ પટે;
બુદ્ધિ માનવની વિચાર વમળે; જો ઘાટ યત્ને ઘડે,
ઝીણામાંય ઝીણી જગે ઝીણુવટે; જોતાં પ્રભુ સાંપડે. ૨

કેવું એકજ તત્વમાં અગણિતે; બીજાત્મ છે વિસ્તર્યું ?
શું એ ભેદ અભેદનું અટપટું; નિરૂપણે નિસ્તર્યું ?
શ્રેણી સર્વ પ્રકારની પ્રચલિતે; જીવો ચડે કે પડે,
ઝીણામાંય ઝીણી જગે ઝીણવટે; જોતાં પ્રભુ સાંપડે. ૩

ન્યાયાધાર વિના કૃતિ કંઇ નથી; નિર્માણનીતિ પૂરી,
સ્વેચ્છાચારીપણે કર્યું કયમ કહું; દૈવી અને આસુરી;
ભેદો એ બ્રહ્માંડના સમજતાં; ઉન્માદ ઉંચે અડે,
ઝીણામાંય ઝીણી જગે ઝીણવટે; જોતાં પ્રભુ સાંપડે. ૪

---

## વૈધવ્યના કોડ યાને વૈદિક વિધિનું ખૂન. ૬૯

સુર્ખી વસંતતણી વહે કંઇ મ્હોર આંબે આવીયો,
કંઇ ચેતના મન્મથતણી સંદેશ સુખના લાવીયો;
એ આમ્રના આ સ્વાદનો ટહુકાર કયારે નાખશે ?
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે ? ૧

સહચર વિલોકયો ઓળખ્યો સહકાર સ્વીકૃત થઇ ગયો,
વળી પ્રણય ગ્રંથી ગુંથીને આત્મીય ભાવ રમી રહ્યો;
સ્વપ્ને નહીં ધાર્યું હતું તોફાન વિખુટાં પાડશે,
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે ? ૨

કરવત મુકાયાં વહેરવા એ સ્નેહની મૂર્તિ પરે,
ઇર્ષ્યાગ્નિમાં હોમાઇને અર્ધાંગ આજે ચરચરે;
એનાં નિરાશ્રિત આંસુડાંરે ! કોણ લુંછી નાખશે ?
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે ? ૩

જનની તણું ધાવણ હજી તો દાંતમાં રસબસ ભર્યું,
સંસારના સંસર્ગનું પ્હેલું હજી તો નોતરૂં!
અટકળ અધુરી રહી ગઈ એ દંપતિ ક્યમ સાંખશે?
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે? ૪

તલવારની એ ધારપર કહિ ચાલતે શૂરી ખરી,
વિષ પાન કીધું હોત નીતિ ધોરણે એ સુંદરી;
પણ રૂઢીના અન્યાયનો આ માર્ગ ક્યમ એ કાપશે?
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે? ૫

એ ઉભય દૈવી હૃદયની ફરીયાદ ઈશ્વર–ધામમાં,
છાંટા સહુજણ સાંખશે ઉભા હશે જે કામમાં;
આરામ અગ્નિ આપશેરે ત્યાંસુધીમાં શું થશે?
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે? ૬

જ્યાં લગ્નને ક્ષારસરૂપે ક્ષણવારમાં નાખ્યું ભુંસી,
કાજળ ભર્યું જ્યાં કોડથી તે ક્રોધથી નાંખ્યું લુછી;
પતિ જીવતા વિધવાપણું એ કેમ બાળા રાખશે?
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે? ૭

શું લગ્નની કિંમત? હજારો રૂપીઆ પાણી કર્યા,
શું ધર્મની ધખની? પ્રતિજ્ઞા દેવ સામે ઉચર્યા;
શું સપ્ત પદીના વ્રતતણું ખંડન જનો સ્વીકારશે?
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે? ૮

ગીતો ગવાડયાં લગ્નનાં શું પાન ચાવી સોહ્યલાં?
ત્યાં કોલસા ચાવી અરે! ક્યમ હૃદય દુખ્યાં દોહ્યલાં?

તકરાર કોની દંડ કોને કોણ એ વિચારશે ?
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે ? ૯

શું ઢીંગલા ને ઢીંગલીનો ખેલ આ અંતર ગણ્યો ?
શું આત્મજાના પ્રેમનો આ લ્હાવ નવલો છે લણ્યો ?
શી વાતથી મન માનશે ? આ પોલ શી વિધ ચાલશે ?
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે ? ૧૦

વૈદિક લગ્નો તોડવા શું ધર્મને અધિકાર છે ?
શાસ્ત્રાર્થ કરવા પંડિતો કો કો અહીં તૈયાર છે ?
વ્યહુવારમાં વિટંબણા કરી કેટલાં ઘર ભાંગશે ?
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે ? ૧૧

ડોશી મર્યાનો ભય નથી જમ દ્વાર દેખી જાય છે,
તૃણવત જીવન નિર્દોષનાં અસ્થિર કંઇ દેખાય છે;
આજે થયું કાલે થશે એ કોણ કહો અટકાવશે ?
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે ? ૧૨

દરકાર રાખી દિલમાં આ પ્રશ્ન જો પુછાયતા,
મનનો ગુરૂ સ્વયમેવ મન મમતા તજી ઝટ થાય તો;
તોફાનનાં વાદળ તુરત એ દૂર પોતે સારશે,
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે ? ૧૩

મ્હા રોગમાં ઔષધ કટુ આંખો મીંચી પીવું પડે,
લંઘન વડે દિન ચાર કાયા કંપવાથી લડથડે;
આરોગ્યના દ્વારે ખરે પણ આખરે પહોંચાડશે,
કલ્લોલ નારી કુંજમાં ક્યમ જ્ઞાન પાવક ચાખશે ? ૧૪

જ્યાં ધર્મના બ્હાને અરે સધવાપણું લુંટાય છે,
ને ઉજવવા તે ઉત્સવો નિજ માત મન મલકાય છે;
મોઢાં મીઠાં કરી સાકરે શું ધામ અક્ષરમાં જશે?
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે? ૧૫

કલિયુગમાં પુછનાર કોને કોણ છે શુભ ન્યાયથી?
નાગાં બની નાચે ભલે નીચ લાગણી કે લ્હાયથી;
આવ્યું પતન નજદીકમાં જોશી નવું શું ભાખશે?
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે? ૧૬

ઈશ્વર ભજનના ઓળવા શું એ વિના ખુટી ગયા?
સધવાપણું ઉતારતાં ના હૃદયના ટુકડા થયા?
જ્યાં પિતૃજન કૈં સ્વર્ગથી એ આંસુડાં ટપકાવશે,
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે? ૧૭

વાડા વિષે શું ધર્મ ઇજારો કરી કાયમ રહ્યો?
કે નીતિના ચારિત્ર્યનો વિશ્વાસ ગુમાઇ ગયો;
ધોળે દીએ દીવો લઈ—શું માર્ગ કો બતલાવશે?
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે? ૧૮

નિર્માણ આવું ભાગ્યમાં જો હોય તો પણ ઉર બળે,
તો હોંસથી હાથે થતાં કયમ ના હૃદય સહુ કળકળે?
ઈન્સાફનો બદલો ખરેખર સત્ય કુદરત દાખશે,
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે? ૧૯

બગડી સુધરવાની નથી હઠીલાઈ હોંશે—જે કરી,
તીર હાથથી છુટી ગયું એ કેમ જાશો વિસરી?

પ્રલયાગ્નિનો ચોકાર શ્વાસોચ્છ્વાસથી નિત શાપશે,
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે ? ૨૦
ઉકળેલ શોણીત અંગનું શું સ્વપ્નમાં શીતળ થશે ?
કે પ્રકુતિના સિદ્ધ ધર્મો તેય જુઠા થઈ જશે ?
લાલી હજુ લાગી નથી એ દીલ દવમાં દાઝશે,
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે ? ૨૧
દીધેલ પાછું દાન લઈ કયમ આત્મ યજ્ઞે હોમિયું ?
શું શાસ્ત્રનો અધિકાર ? અંતર લેશ છે ઉકેલિયું ?
ત્યાગી ભલે લૌકિક રૂઢીને લોક મ્હોંમાં થુંકશે
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે ? ૨૨
જોયું ન જાણ્યું હોય તે આશ્ચર્યમાં ખુડી જતું,
રે તત્ત્વ ચિંતનમાં નથી આ કાર્ય કારણ રૂચતું;
ગેબી ધડાકો ધર્મના નામે જીવન ડોલાવશે,
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે ? ૨૩
પ્રચલિત જીવનની ઘણી આવી પડે આંટી ઘુંટી,
તો તંતુઓ સંભાળથી શું ના શકે યત્ને છુટી ?
પણ ભાવનાનો ભેદ નોખો કેમ શંકા ટાળશે ?
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે ? ૨૪
જાણે અજાણે દૂધમાં મીઠું લગીર મળી ગયું,
એ દુધને વંઠાડશે પરિણામ એ નિશ્ચય થયું;
દઈ દોષ સર્વ ભાગ્યને ભવનિંદતાં વિરામશે,
કલ્લોલ નારી કુંજમાં કયમ જ્ઞાન પાવક ચાખશે ? ૨૫

## આત્મયોગી. ૭૦

જીવનની ઝુંપડીએરે (૨) યોગી આતમ રામ છે હોજી
આશાઓના વિધવિધ સાધે યોગ (૨)
માયાની લઈ માળારે (૨) બેઠો આઠે જામ છે હોજી...જીવનની

મમત્વના મૃગ ચર્મેરે (૨) આસન એનું સ્થિર છે હોજી
તૃષ્ણાઓની ધુણી ધખે દીન રાત (૨)
ઈષણીયાં વિષયનાંરે (૨) હોમ્યામાં શુરવીર છે હોજી...જીવનની

ત્રિવિધી તાપે તપતોરે (૨) વળખાં ભભુતી ચોળતો હોજી
લાગણીયુંની લંગોટી મજબુત (૨)
ઉંધું ઘાલી ખાંતેરે (૨) વાતું વિજીયા ઘોળતો હોજી...જીવનની

ચીંતા કેરો ચીપીયોરે (૨) મુકે નહીં એ હાથથી હોજી
ભલાભલાને પુંમડે પાણી એ પાય (૨)
ત્રેવડ કેરી તુંબીરે (૨) છોડે નહી સંગાથથી હોજી...જીવનની

ચતુરાઈની ચલમેરે (૨) ગાંજો ગરજનો કુંકતો હોજી
જુગતી ઝોળી જેના લીધે પુજાય (૨)
અંતરને મંદિરીયેરે (૨) સ્વપ્ને નથી એ ઢુંકતો હોજી....જીવનની

---

## કળિયુગ. ૭૧

ચોવીસે કલાક જુઓ ધંધા ને વ્યાપાર જગે,
જેટલી પ્રકારના તે બેના વડે થાય છે;

પુરૂષ પામર ઉંધું ઘાલી દૂર બેસી રહે,
કળિયુગ કનક ને કાન્તાનો કહેવાય છે. ૧

બીજા યુગ વિશે બેને આધિન કરેલ એકે,
એક બેના શરણે એ આજ વરતાય છે;
મમત કે પરિબળ હોંશિઆરી હારી જાય,
કળિયુગ કનક ને કાન્તાનો કહેવાય છે. ૨

ઘર છોડો ગામ છોડો નાત છોડો જાત છોડો,
પણ વાત વહેવારની બધે અટકાય છે;
બેમાંથી જો એકે હોય તો તો આંટી ઘુંટી છુટે,
કળિયુગ કનક ને કાન્તાનો કહેવાય છે. ૩

ભોંઠામણ થાયે ભાગ્યે ભાયડો બનાવ્યો શાને ?
પણ પુછયા વિણ કયાં કૈં પાણી એ પીવાય છે ?
હઠ કરે હાથમાં શું ધુંમાડાના ગોટા આવે ?
કળિયુગ કનક ને કાન્તાનો કહેવાય છે. ૪

શાક લેવા જાય કદિ શેઠાણી તો સસ્તું લાવે,
પછી શેઠ નોકરની ધૂળ તો કઢાય છે;
ભલેને માલિક શેઠ ચાવીયું શેઠાણી પાસે,
કળિયુગ કનક ને કાન્તાનો કહેવાય છે. ૫

હાથ દીધે આભલાનો ભાર ઉચકાય નહીં,
કાળને આધીન શુરા શાણાઓએ થાય છે;
વટ રાખવાનો વહી ગયો અવસર બધો,
કળિયુગ કનક ને કાન્તાનો કહેવાય છે. ૬

વારા પછી વારો આવે જમાનાની રીત એવી,
ડોશી નાચે વારો આવે એમાં શું ઉપાય છે ?
મુછ તણા વળ ભલભલાના ઉતાર્યા કાળે,
કળિયુગ કનક ને કાન્તાનો કહેવાય છે. ૭

---

## પાણી. ૭૨

પાણી વિના નદી કુવા સરોવર શુન્ય દીસે,
પાણી વિના ફળ ફુલ ધાન્ય નવ થાય છે;
પાણી વિના તલવાર કમરે બંધાય નહી,
પાણી વિના મોતીની શું કિંમત અંકાય છે ? ૧

પાણી વિના નર નારી જીવન જીવન નહીં,
પાણી વિના જીવથી શું જીવીજ શકાય છે ?
પાણી વિના ઘોડા તણી ગણના ખચ્ચરે થાય,
પાણી વિના પાણીઆરાં કહો શું પુજાય છે ? ૨

પાણી વિના તરવાની હોંશિઆરી કોણ જાણે,
પાણી વિના વિજય શું વિગ્રહે વરાય છે ?
પાણી વિના જગની એંધાણી ના નોંધાણી રહે,
પાણી વિના પારખું શું વિદ્યા તણું થાય છે ? ૩

પાણી વિના કમાણીયે કહો કોણ કરી શકે ?
પાણી વિના કહો પુરાં પેટ કંઇ ભરાય છે ?
પાણી વિના પુજા દેવતણીયે કરાયે નહીં,
પાણી વિના ભલાઇ કે ભાટાઇ શું થાય છે ? ૪

પાણી વિના અઢારે વરણ કરે ધંધો ક્યાંથી ?
પાણી વિના હીરા કંઈ હજામે પહેરાય છે ?
પાણી વિના પ્રભુતાઈ પ્રભુતણી ઉંચી જાયે,
પાણી વિના કોણ નહીં માર માર થાય છે ? ૫

## બિરદ. ૭૩

અધમ અપરાધીઓ કેરા; કરુણ પોકારથી આજે,
જગતની બ્રહ્મ ગુહાઓ; દુઃખી રવથી અરે ગાજે;
હવે ઉપાય ખુટ્યા સહુ; કરૂં કેવી રીતે તારૂં ?
બુડેલાંને બચાવાનું; બિરદ તારૂં પ્રભુ મારૂં. ૧
જીવોના દોષના કોશો; નિહાળ્યે અંત આવે શું ?
પચેલાં પાપ કર્મોમાં; તને મ્હોડું બતાવે શું ?
કૃપા સિન્ધુ ગણાયે તું; ઘણી થૈ પાય હું લાગું,
બુડેલાંને બચાવાનું; બિરદ તારૂં પ્રભુ માગું. ૨
જીવોને આશરો વિશ્વે; બીજું છે કોણ દેનારૂં ?
ઉમળકો હેતનો લાવી; ઉરે કો ચાંપી લેનારૂં ?
ત્રિવિધના તાપથી બચવા; કયે રસ્તે કહો ભાગું ?
બુડેલાંને બચાવાનું; બિરદ તારૂં પ્રભુ માગું. ૩
અનાદિ કાળના જીવો; પડ્યા અજ્ઞાનના ખાડે,
ગયા કલ્પો વીતી કોટિ; છતાં કો બ્હાર શું કહાડે ?
પ્રભુ નાગા તણી સાથે ? થવાયે તું થકી નાગું ?
બુડેલાંને બચાવાનું; બિરદ તારૂં પ્રભુ માગું. ૪

બધી ભાષા ભિખારી છે; જડે છે શબ્દ સૌ જ્યાંથી,
અરેરે માગવા માંડી; લઉં શબ્દો કહો ક્યાંથી ?
ગણાઓ આપ માળી કે; ઉજડ આ થાય છે બાગું,
બુડેલાંને બચાવાનું; બિરદ તારૂં પ્રભુ માગું. ૫

શિકારી ગોળી મારીને; ભુંજે અંગારમાં પંખી,
કહો સાત્વિક સંતોથી; તહીં જોવાય શું જંખી ?
તમે તો સંતના સ્વામી; નિહાળો કેમ આ આગું ?
બુડેલાંને બચાવાનું; બિરદ તારૂં પ્રભુ માગું. ૬

નમેરા થાઓ ના ચાલે; જીવો સૌ કંઠ પ્રાણે છે,
ભુખે ભાંગ્યા પગે બોજો; મરીને માત્ર તાણે છે;
ઈજત કે આબરૂની તો; ગવાયે દી ઉગે ફાગું,
બુડેલાંને બચાવાનું; બિરદ તારૂં પ્રભુ માગું. ૭

નયનથી લોહીનાં ટીપાં; દુઃખે ટપકી રહ્યાં જોને ?
ખરો આધાર તારો ત્યાં; વિનવીએ શું બીજા કોને ?
ગરજ સહુથી ગળી માટે; દિવસ ને રાત તો જાગું,
બુડેલાંને બચાવાનું; બિરદ તારૂં પ્રભુ માગું. ૮

---

## હીંચ. ૭૪

ઉગમણા મ્હેલની મેડીયુંરે સખી મારૂં મન મોહ્યું
ગાજે મોટા ભાઈની ગેડીયુંરે......................સખી
ગેડી જડેલ સોના મુઠડીરે......................સખી
ભાભી હશે આજ રૂઠડીરે..... ...............સખી

ઝીણી ઘુઘરીયું ઝણુકેરે......................સખી
બોલે મોટા ભાઈ છણુકેરે......................સખી
એનો સ્વભાવ અમે જાણીયેરે......................સખી
કાઢવી ખસ ટાઢા પાણીયેરે......................સખી
માગી હશે સોના માછલીરે......................સખી
ગોખી હશે વાતું પાછલીરે......................સખી
ચાલો વીરાને વારીએરે......................સખી
ડાહ્યાં ભાભીને નવ મારીએરે......................સખી
માગી લેવાના કોડ છેરે......................સખી
શશી રવી રાંદલ તણી જોડ છેરે......................સખી
રઢયું કર્યાના આજ દિન છેરે......................સખી
આપણા કુળનું આકીન છેરે......................સખી
ચાલો ભાભી પહેરો ચુંદડીરે......................સખી
ગીતો ગાશું ફરી કુદડીરે......................સખી
ભાગમાં લાગ મારો રાખજોરે......................સખી
રૂસણું ને રીસ કાઢી નાખજોરે......................સખી
કાલે તમારી રઢયું પુરશુંરે......................સખી
પછી અમારી કસુર શુંરે ?......................સખી

---

## કેમ કર્યું ? ૭૫

બધી વાતે હોય ભુખ સાત તો દુકાળ જેવી,
તેમાં કાચું પાકું પછી કોણ જુએ થાળમાં ?
યોગ્ય કે અયોગ્ય હોય ન્યાય કે અન્યાય હોય,
કેમ કર્યું ? એમ તે પુછાય કળિ કાળમાં ? ૧

સંયોગોને સાચવવા મુશીબત પડે કેવી ?
જીવ જોડા ખાણો થાકી કહે હવે ખાળમાં !
"મુંગે માર્યું ભક્ર" એના જેવું ત્યાં તો બની જાય,
કેમ કર્યું એમ તે પુછાય કળિ કાળમાં ? ૨

બુદ્ધિ બળી હોય પણ બાજી વિધિ હાથ બધી,
પામર બિચારા જીવ પકડાયે જાળમાં;
નફ્ટ થવાનું નવ બને તો હોમી દે જીવ,
કેમ કર્યું ? એમ તેં પુછાય કળિ કાળમાં ? ૩

કંકુ તણા ચાંદલાની આશ કોને હોય નહીં ?
પણ વેળા વિપદની ફફડાવે ફાળમાં,
ધાર્યું હોય એક તેમાં બની જાય બીજું ત્યારે;
કેમ કર્યું ? એમ તે પુછાય કળિ કાળમાં ? ૪

પ્રભુ તણી દયા આજે કળિયે કબજ કરી,
મેરૂ જેવા મટી ફરે તરણાના હાલમાં;
ગરીબોની વાત છોડો ધનવાનો કયાં છે છુટા ?
કેમ કર્યું ? એમ તે પુછાય કળિ કાળમાં ? ૫

ઢોલમાં કેવું છે પોલ ? તે તો અનુભવી જાણે,
પાણી તણું પુર શું રોકાયે નાની પાળમાં ?
"ઉપરકી અચ્છી અચ્છી; ભિતરકી રામ જાણે,"
કેમ કર્યું ! એમ તે પુછાય કળિ કાળમાં ? ૬

મોટાનું ઢંકાઈ જાય નાનાનું વંચાઇ જાય,
પણ કાળું કંઈક હોય ઘરે ઘરે દાળમાં;

બીડા ભલે ફાલી જાય ચાર દી બાહરવાના,
કેમ કર્યું ? એમ તે પુછાય કળિ કાળમાં ? ૭

અટપટા ઘાટ નિત સમાજે ઘડાય કોટિ,
માટે શાણા કહે "કશું પરનું નીહાળમાં;"
ગાડે નાવ નાવે ગાડું એમ કૃતિ ચાલ્યા કરે,
કેમ કર્યું ? એમ તે પુછાય કળિ કાળમાં ? ૮

તાબુતના ટાંગે કોઈ હિંદુ સપડાઈ જાય,
"આવી ફસ્યા યા હુસેન" કહી કુટે તાલમાં;
તેવી રીતે જગ સપડાયું પરાધીનતામાં,
કેમ કર્યું ? એમ તે પુછાય કળિ કાળમાં ? ૯

દશા ફરી દિન ફર્યા રિતી ને રિવાજ ફર્યા,
માણસોનાં મન ફરે એમાં તું કંટાળમાં;
પાશેરામાં પ્હેલી પૂણી હજુ તેઃ પ્હેલો છે પ્હોર,
કેમ કર્યું ? એમ તે પુછાય કળિ કાળમાં ? ૧૦

---

## સંધ્યાની ઝાલર. ૭૬

જંજાળ જકડ્યા જીવડા જો સૂર્યક્ષિતિજે ઉતર્યો,
આયુષ્યનો દિન એક તારો આજનો ઓછો કર્યો;
થઈ છે નહીં થાનાર પૂરી વાસનાની હાજતો,
સંધ્યા તણી ઝાલર કહે જો કાળ શિરપર ગાજતો. ૧

આ આટલું કીધું અને છે આટલું કરવું હવે,
એ વિધ આરો આવવાનો છે નહીં કદિ સો ભવે;

કો હી નથી કહેનાર કે "તૈયાર છું પ્રભુ આજ તો,"
સંધ્યા તણી ઝાલર કહે જો કાળ શિરપર ગાજતો. ૨

ઇચ્છા હશે વા નહીં હશે શું કામ એ કંઈ લાગશે ?
ઉંદર બિલાડી લઈ જતી ત્યમ ઢોલ શું કંઈ વાગશે ?
ભીખ માગતો જીવ હોય કે ગાદીપરે વિરાજતો,
સંધ્યા તણી ઝાલર કહે જો કાળ શિરપર ગાજતો. ૩

દરરોજ ઝાલર વાગતી નિતના સમે નિયમે કરી,
તું સાંભળે નિશ્ચે છતાં આ વાત છે મન ઉતરી ?
જડ નાદનો ઉપકાર જો સૌ જીવપર કેવો થતો,
સંધ્યા તણી ઝાલર કહે જો કાળ શિરપર ગાજતો. ૪

આ ધર્મનાં સ્થાનો જનો ચેતાવવા કેવાં કીધાં ?
સૌ ગામડાં કે શહેરમાં હજુ કામ ચાલે છે સીધાં;
બહુ ઢોલ ત્રાંસાં શંખનો ઝણકાર કેવો વાજતો ?
સંધ્યા તણી ઝાલર કહે જો કાળ શિરપર ગાજતો. ૫

અજ્ઞાન પામર જીવનો શું દોષ માયા અટપટી,
રજ આંખમાં ખટકયા તણી પીડા તણી શી ચટપટી ?
"થઈ આરતી વાળુ કરો" એ યાદ આવે હાજતો,
સંધ્યા તણી ઝાલર કહે જો કાળ શિરપર ગાજતો. ૬

સંધ્યા તણી એ આરતીના નિયમના સ્વીકારમાં,
છે તત્ત્વ ઉંડું કોક હિ તે ઓળખે અધિકારમાં;
ચુકે સ્મરણ ના ચીવટે ભવપાર એ ઉતરી જતો,
સંધ્યા તણી ઝાલર કહે જો કાળ શિરપર ગાજતો. ૭

સિદ્ધાંત ઉત્તમ કેટલો ! વિણુ કામ દે ઉપદેશ જે,
ઉપકાર એનો એટલો; સાદો નિયમ શું બેશ છે!
આદર્શ એ ઉત્તમ નમુનેદાર ધર્મે છાજતો,
સંધ્યા તણી ઝાલર કહે જો કાળ શિરપર ગાજતો. ૮

---

## ભારતની દશા. ૭૭

કાશ્મીરથી કન્યા કુમારી દ્વારકાથી જોપુરી,
લટકી રહી સહુના જીવનપર મોંઘવારીની છુરી;
નિર્ધન દશા દુઃખદાયિની વ્યાપી રહી સહુ નસનસે,
ભારત જીવે દિન ચાર અમથું મરણુની કૈં આળસે. ૧

દુષ્કાળ સહુ સારાતણો દિનરાત અનુભવ તો થતો,
આશા ફળે એવો નથી ઉપાય કો બતલાવતો ?
વિશ્વાસનો છાંટો નથી વ્યવહાર તો કયમ ચાલશે ?
ભારત જીવે દિન ચાર અમથું મરણુની કૈં આળસે. ૨

ખેતી બુડી કૃષીકાર થાકયા શું ફરી એ ઉઠશે ?
વ્યાપારની રૂખ રહી નહી કોના ઉપર કો રૂઠશે ?
નોકર થયા તૈયાર શું કલદાર આંખો ફાલશે ?
ભારત જીવે દિન ચાર અમથું મરણુની કૈં આળસે. ૩

રાજા થવું સહુને ગમ્યું સુખરૂપ ભાળી પાલખી,
પણ ના વિચાર્યું કે "લલાટે છે લખી કે ના લખી"?
સો ભાઈ શેઠ બને પછી કો પાલખી ઉપાડશે ?
ભારત જીવે દિન ચાર અમથું મરણુની કૈં આળસે. ૪

જખરૂંજ જાણે જાગ્યું છે તે જોર કંઈ ભાવિતણું,
વળગ્યું બધાને એક સરખું ભુત આ સ્વાતંત્ર્યનું;
છૂટા મુકીને કેશ માથાં ધુંણતા કો ખાળશે ?
ભારત જીવે દિન ચાર અમથું મરણુની કૈં આળસે. ૫

છે રોગ શું ઉંડા ? અને ઉપચાર કેવા થાય છે ?
ઝાઝી સુયાણી આણતાં વંઠીજ વેતર જાય છે;
ત્રિતાપના સંતાપ શું આ યુગમાં કો ટાળશે ?
ભારત જીવે દિન ચાર અમથું મરણુની કૈં આળસે. ૬

મધ્યાહ્નની પીડા થકી મુકાય ભારત શી રીતે ?
શી રીત મડદા ઉઠીને આ દુષ્ટ આફતને જીતે ?
જ્યાં શ્વાસની આશા નથી ત્યાં અમરતા શું મ્હાલશે,
ભારત જીવે દિન ચાર અમથું મરણુની કૈં આળસે. ૭

દિન ઉગતાં વ્યવસાય જાવકનો શરૂ થઈ જાય છે,
પણુ આવકની સાંજરે બસ પોકતો મુકાય છે;
એ આંસુડાના સાગરો વીરલો કયો કહો ખાળશે ?
ભારત જીવે દિન ચાર અમથું મરણુની કૈં આળસે. ૮

ડીકરાં તણાં નાણાં કરે ખાડા પુરાવો જે નથી,
કલદાર કયાંથી લાવવા પછી એટલા મારી મથી;
શું મોર પીંછના ચાંદલે કદી આંધળાઓ ભાળશે ?
ભારત જીવે દિન ચાર અમથું મરણુની કૈં આળસે. ૯

બસ તેલ મરચું આંબલી ને ખાટું દહીં નિત ખાવું છે,
ઔષધ પીવું ગમતું નથી ને સાજું સત્વર થાવું છે;

જે ધૂળ ધોયો હોય તે જીવતાં લગી ળ ચાળશે,
ભારત જીવે દિન ચાર અમથું મરણની કૈં આળસે. ૧૦

## વાલ સોનું. ૭૮

વાવડીનો વાણીયો વટાવા જાય વાલ સોનું,
સુખડીનું ભાતું કર્યું ખાવા ખાંતે વાટમાં;
પાસેતો મીયાણો વળી સાથે લીધો સાચવવા,
લાગ પડે લલકારે લુંટારૂને ઘાટમાં. ૧

બપોરના ટાણે થાકી બેઠા જ્યાં ખાવાને કાજે,
શેઠે દીધી સુખડી એ મીયાણાને માનથી;
બદલો વિવેકનો ત્યાં વાળવા પાસેતે પેલે,
ડુંગળીને રોટલો નિવેદ્યાં અભિમાનથી. ૨

ઉપકાર તણી ફેડ અપકાર રૂપ બની,
અભડાયું સુખડું ને ભુખ્યો રહ્યો વાણીયો;
કાળ ચડયો કારમો ને સુખડું કુવામાં નાખ્યું,
તેમાં છેડે બાંધ્યું સોનું ખોયું એવી કહાણીયો. ૩

## જોખમદારી. ૭૯

ત્રણ વર્ણ કેરા ગુરુ કર્યા દઈ જન્મ બ્રાહ્મણના ઘરે,
પણ ગુરુપણું હોવું ઘટે તે તો મળે નહીં આખરે;
તરવું અને કયમ તારવું ભીખ માગતાં પાકું, સીધું,
દીધી ભલે જગદીશ જોખમદારી બળ નવ કાં કીધું? ૧

ક્ષત્રિય નરોમાં નરપતિ સદ્ધર્મથી રક્ષક થવા,
પણ શુદ્ધ ક્ષાત્રત્વે તપે એ શૌર્યની ક્યાં છે હવા ?
દુષ્કાળ રોગે પીડિત ભૂમિનું પાણી કૈં જાયે પીધું ?
દીધી ભલે જગદીશ જોખમદારી બળ નવ કાં દીધું ? ૨

વ્યાપાર ને ખેતી તણા વ્યવસાયમાં વૈશ્યો થયા,
પણ અન્ન વસ્ત્રોના ઉધારા તો કરાયે શું દયા ?
પાખંડીમાં ખપીએ છતાં ના આપીએ પાછું લીધું,
દીધી ભલે જગદીશ જોખમદારી બળ નવ કાં દીધું ? ૩

શૂદ્રો થયા પણ દામ માટે સર્વ સેવા વેચતા,
ઉંચને અડાવા કારણે સૌ વાતથી આગળ થતા;
માણસ તરીકેની મહત્તા આંકવા ઉર ના ઓીધું,
દીધી ભલે જગદીશ જોખમદારી બળ નવ કાં દીધું ? ૪

રે ગુરુ થયા જગના પરમ પદ આપવા અધિકારથી,
પણ આત્મ સત્તા પ્રકટ ક્યાં ઝળકી ઉઠી સંસ્કારથી ?
આશ્રય અપેક્ષા રાજ્યની મળવા કદી પણ જો કીધું,
દીધી ભલે જગદીશ જોખમદારી બળ નવ કાં દીધું ? ૫

સેવક થયા સન્માનથી પણ મર્મ સેવાનો ભુલ્યા,
મોટા ગુરૂના શિષ્ય માની રાત દી મનમાં ફુલ્યા;
આપે મુઆ વિણ સ્વર્ગમાં ઝટ પહોંચશું માની લીધું,
દીધી ભલે જગદીશ જોખમદારી બળ નવ કાં દીધું ? ૬

શાસ્ત્રોક્ત વિધિએ સપ્ત પદીમાં લઈ પ્રતિજ્ઞા પરણીએ,
ને સાત કરીએ સામટી મુકી રખડતી ધરણીએ;

જીવો મરો કે પાપના ડુંગર કરો મન ના લીધું,
દીધી ભલે જગદીશ જોખમદારી બળ નવ કાં દીધું ? ૭

અવની પરે આદર્શ યુવતિ નિવડવાના કોડથી,
ગઈ સાસરે સંસ્કારી થઈ હૈડાં તણી બહુ હોડથી;
પણ ઉંબરે પગ મુકતાં વટલાઇ જ્યાં પાણી પીધું,
દીધી ભલે જગદીશ જોખમદારી બળ નવ કાં દીધું ? ૮

દઈ માન કુલાચારને ગુણિયલ ગૃહસ્થાશ્રમ કર્યો,
પણ પિતૃ દેવ અતિથિનો આત્મા કદીએ નવ ઠર્યો;
દારિદ્ર્યનેવાધી પ્રજા એ નાવ શું ઉતરે સીધું ?
દીધી ભલે જગદીશ જોખમદારી બળ નવ કાં દીધું ? ૯

---

## વિખુટાં પંખી. ૮૦

બહુ દૂરથી આશા ભર્યું કંઇ પંખી ટોળું ઉતર્યું,
પાણી અને ચારા તણી ખરી અટકળે અહીંઆ ઠર્યું;
પણ ઈશ્વરી અવરોધ વાવાઝોડું ઓચીંતું ચડે,
વિખુટાં પડ્યાં વંટોળીયે પંખી વનોવન આથડે. ૧

લીલા કહો કલ્પાય શું ? અવિનાશીની આમાં કશી ?
કયાં કયાં પડેલાં કો હશે ? ક્રુર જાળમાં કેવા ફસી ?
ઘટના બુરી વિધવિધ વિધિની આવી કયમ આડી નડે ?
વિખુટાં પડ્યાં વંટોળીયે પંખી વનોવન આથડે. ૨

ઉંડા જીગરની ભાવનાના તાર અન્યો અન્યના,
શું પહોંચતા એ કંઈ હશે સંદેશ સહુ ચેતન્યના ?

કે કલ્પનાનાં સ્વપ્ન સુખ દુઃખનાં પરસ્પર શું પડે ?
વિખુટાં પડ્યાં વંટોળીયે પંખી વનોવન આથડે. ૩

મારાપણું મમતા વડે મન માની લે છે ત્યાં લગી,
જીવને જીવનના તંતુના સગપણરૂપી છે વાનગી;
વિયોગનો સંયોગ થાયે ત્યાં સુધી તો તડફડે,
વિખુટાં પડ્યાં વંટોળીયે પંખી વનોવન આથડે. ૪

શું દૈવને આની દયા નહીં આવતી હોયે જરી ?
એની કૃપા જો હોય તો સૌએ મળે પાછાં ફરી;
આનંદ અશ્રુ ઢોળતાં મૃદુ હાસ્ય કેવાં ખડખડે ?
વિખુટાં પડ્યાં વંટોળીયે પંખી વનોવન આથડે. ૫

સાજાં અને તાજાં પ્રભુ એ સર્વને ભેટાડજે,
દુઃખમાં ફસાયા હોય તો તું બ્હાર સત્વર કહાડજે;
નિર્દોષ એ લલકારની મીઠાશ કયમ ઉરે અડે,
વિખુટાં પડ્યાં વંટોળીયે પંખી વનોવન આથડે. ૬

---

## આશા આંબો. ૮૧

મારે આંગણીયે આશાનો આંબો
ફાલ્યો ફુલ્યો છે
ફાલ્યો ફુલ્યો છે; જીવડો એમાં ફુલ્યો છે........મારે

રંગ પતંગી પણ સૌ લોભે
દાનવ દેવ ફસાયે

લક્ષ ચોર્યાશી યોની મધ્યે
આનંદે આથડાવે
પડદો ગુરૂએ ખોલ્યો છે (૨)..........મારે

ચિત્ત ચકલીયો માળા બાંધે
કલ્પિત સૃષ્ટિ માંડે
માંજર રૂપી કાળ જપાટે
મરી છૂટે તો છાંડે
ભવ એ ભેદે ડુલ્યો છે (૨).............મારે

જ્ઞાન રવીનાં જો અજવાળાં
આત્મ તેજ પર આવે
સત્યાસત્ય પીછાણુ પડે ને
ઉંઘ્યો જીવ જગાવે
જગના ઝોલે ઝુલ્યો છે (૨).............મારે

---

## ઉતાવળ. ૮૨

ખેતરમાં ટાંણે કદી ભાત આવી પહોચ્યું નહીં,
એવું જાણી ઘરે આવ્યા મળ્યું ત્યાં વધામણું;
હાથે વીંછી કરડ્યો તે કેવી રીતે રાંધે વહુ,
ઉંચા નીચા થાવું એમાં નકામું છે આપણું. ૧

ખાતે દુધપાક કર્યો મેમાનોને પીરસવા,
પણ થયું ડહાપણનું એમાં તો સંભારણું;

ભૂલથી સાકર સાટે નીમક નંખાયું પછી,
ઉંચા નીચા થાવું એમાં નકામું છે આપણું. ૨

દુકાળના દિન કાઢ્યા હોય ઘસી ટાંટીયાતે,
સવારે વાવીને મન થાય સાંજે હું લણું;
પણ પાક પાકવો તે પ્રભુને આધીન પ્યારા,
ઉંચા નીચા થાવું એમાં નકામું છે આપણું. ૩

વાટ જોવરાવી ઝાઝા દીએ આવે અઘરણી,
આશા ત્યાં બંધાય છોરૂ થાશે વહુને ધાવણું;
પણ આડી રાત તેની વાત શું કરાય બાપુ ?
ઉંચા નીચા થાવું એમાં નકામું છે આપણું. ૪

ચોરી કરી ચોર માલ લઇ ગયા ઉંઘમાં તે,
સમજાયું સવારે જ્યાં ખુલ્લું દીઠું બારણું;
આપી ફરીઆદ પણ માલ શું રસ્તામાં પડ્યો ?
ઉંચા નીચા થાવું તેમાં નકામું છે આપણું. ૫

કેરી ખાઈ ગોટલો સુકાવી વાવ્યો ક્યારામાં તે,
રીસ કરી રેડયું તેના પરે પાણી ચોગણું;
પણ આંબો એટલામાં એકાએક ઉગે કયાંથી,
ઉંચા નીચા થાવું એમાં નકામું છે આપણું. ૬

પાસ થયા બદલનું પ્રમાણ પત્રક દેખી,
નોકરીની અરજીનું ચાલ્યું ત્યાં લખામણું;
પણ જગા ખાલી પડે ત્યારે નિમણુક થાય,
ઉંચા નીચા થાવું તેમાં નકામું છે આપણું. ૭

પુરે પુરા દામ આપી ગાડીની ટીકીટ લીધી,
અગાઉથી બેઠા પ્લેટફોરમમાં જો ઘણું;
પણ ગાડી લેટ હોય તેમાં શું ઉપાય ચાલે !
ઉંચા નીચા થાવું એમાં નકામું છે આપણું. ૮

---

## વિનવણી. ૮૩

અપૂર અવની આખીને; પરીપૂરણ બ્રહ્મ તું એક,
વિઠ્ઠલ વિનવીએ તને; શું માનવ રાખે ટેક ?
કર્મના બંધન પ્રાણીને; કહિ છોડે નહીંજ લગાર,
પરમારથ ક્યાંથી કરે ? એ પામરનો અવતાર. ૨
દીધા વિના નવ પામીએ; એ શાસ્ત્ર કર્યું તેં ઠીક,
પણ જેને મળતું નથી; તે ક્યાંથી દે ધરી બીક ? ૩
ગૌરવ એ ગવરાય છે; શુભ નામ અશરણા શર્ણું,
દીન દુઃખે બની દુબળાં, પ્રભુ પામે પણ બહુ મર્ણું. ૪
એવાની વ્હાર થવી ઘટે; પ્રભુ બિરદ તમારૂં એજ,
રાજી કરો વિભુ રંકને; દઈ સદ્દભાગીનાં તેજ. ૫
ધરમમાં જેની ધાંખના; તેના હાથ ન ખોટી પાઇ,
ચમ્મડ હોય લખેશ્વરી, એ લાગે કંઈક નવાઇ. ૬
જ્યારે સુદામાને તેં દીધું; ત્યારે માન્યો કેવો પાડ ?
સન્મારગમાં વાપર્યું; એ રંક ભક્તિના લાડ. ૭

દરિદ્રતાના દુઃખમાં સહુ; પાપ તણો છે વાસ,
કોટિ ભવે એ કયમ તરે ? એ તો થાવું ઘટે છે ઉદાસ. ૮
શત્રુ થયા રાવણ સમા; તેનો સદ્ય કર્યો જ ઉદ્ધાર,
તો આ જીવનાં કષ્ટથી; દિલદાઝે નહીં શું લગાર ? ૯
વળી વળી ક્‌હેવું પડે; એ તો અમને આવે લાજ,
માધવ મ્હેર કરો હવે; પડું પાય પ્રીતે મહારાજ. ૧૦
અજ્ઞાની શું ઓળખે ? તારી મોટપનો મહીમાય,
શારદ નારદ શેષથી; જો પાર નહીં જ પમાય. ૧૧
થોડું ઘણું કરી માનીને; હવે સ્હાય બનો જગદીશ,
કરગરતાં નહીં આવડે; નમું ચરણે રાખી શીશ. ૧૨

---

## અનુકંપા. ૮૪

દયા દાન તણી જરી જોગવાઈ હોય નહીં,
એવે ટાણે હાથ જોડી કામ સહુ સારજો;
પણ કાળ ક્રોધને આધીન બની કદિ તમે,
દુભવતાં દિલ દુઃખીતણું બહુ વિચારજો. ૧
એવાના અંતર તણી હાય ઝટ લાગી જાય,
પુણ્ય પરવારતાં ન પછી લાગે વાર જો;
પાછળથી પડે નહીં પૂરણ પસ્તાવું માટે,
દુભવતાં દિલ દુઃખીતણું બહુ વિચારજો. ૨
કાળ જાય પણ પછી કહાણીયું તો રહી જાય,
રગે રગે રોગ લાગે નકી તમે ધારજો;

લાભ લવલેશ નહી નકી નુકશાન એવું,
દુભવતાં દિલ દુઃખીતણું બહુ વિચારજો. ૩

જીવતાં મરેલાં જેવાં જીગર ઘાયલ જેનાં,
પાપનાં એ પુતળાં બને તો કહિ ઠારજો;
પણ પાપ હસતામાં લાગી જાય તેથી કહું,
દુભવતાં દિલ દુઃખીતણું બહુ વિચારજો. ૪

ઇન્દ્રાસન ઉંધાં પડે એનો જો નિશાસો લાગે,
"કેડે બેઠું રાંક શેરી ભરે" એ સ્વીકારજો;
આપણા ભલાને માટે ગમે તેમ થાય પણ,
દુભવતાં દિલ દુઃખીતણું બહુ વિચારજો. ૫

અનુભવ જોઈ જાણી કરી આ કથન લખ્યાં,
સાચે સાચું માની તમે અંતરે ઉતારજો;
કરમના ભાગી થાવું પડે નહી એવી રીતે,
દુભવતાં દિલ દુઃખીતણું બહુ વિચારજો. ૬

---

## ઘાયલ જીવો. ૮૫

ક્રૂરતા વિધિની કેટલી? ઘડીયો ગણાયે જીવનની,
ભાવિ ઉદયના તર્ક કિલ્લા વાટ જોતા પતનની;
અંતર દુઃખોના ઉભરા કંઈ મુકવા મારગ નહીં,
ઘાયલ જીવો મરવા પડ્યા ઘોંકાવતી ગરજું તહીં. ૧

દશ દિશે કેં રાહત મળે એ આશરો નથી જ્યાં રહ્યો,
ઘટવટ ઘણી ઘટના તણી તે રોગ શું જાયે કહ્યો?

દૃષ્ટી ટગુમગુ તલસતી કંઇ શુભ આશે દ્રઢ રહી,
ઘાયલ જીવો મરવા પડ્યા ઘોંકાવતી ગરજું તહીં. ૨

આફત હળે ઘેરાયલો એ માંડવો માયા તણો,
ટકશે હવે ક્યાં કેટલાં ? ગભરાટ ફેલાયો ઘણો;
શું આગ લાગે તે પછી ખોદાય છે કુવો કહીં ?
ઘાયલ જીવો મરવા પડ્યા ઘોંકાવતી ગરજું તહીં. ૩

જ્યાં નિમિષમાં અગણિત શંકાઓ હૃદયમાં ઉદ્ભવે,
નિર્ણય નહીં ઉતરે કશો દિલ દાઝતું દુઃખના દવે;
પોકારનાં પાણી નયનથી જાય છે છાનાં વહી,
ઘાયલ જીવો મરવા પડ્યા ઘોંકાવતી ગરજું તહીં. ૪

મારૂં ગણી મમતા હૃદયની કોણ પ્રભુ વિણુ દાખવે ?
સાચો કૃપાનિધિ હોય તો હદ થાય છે આતો હવે;
તતકાળ વ્હારે આવજે તું વાત આ લક્ષે લહી,
ઘાયલ જીવો મરવા પડ્યા ઘોંકાવતી ગરજું તહીં. ૫

---

## ઉદ્યમ. ૮૬

હિંમત મરદનું છે રૂડું હથીયાર અડચણ કાપવા,
યુક્તિ બતાવે માર્ગ નરને ભાવી ઘટના। માપવા;
અજ્ઞાનતાનો ધર્મ છે જીવ આફતે અટવાય છે,
વળખ્યે વિપદ કંઇ જાય નહીં ઉદ્યમ વિપદને ખાય છે. ૧

"બગડ્યું અરે આતો બધું કરશું હવે શું"? એ સ્મરી,
ચિંતા વિશે બેસી રહ્યાથી જાયશું સહુ સુધરી ?

લોકો હસે ફરી પારખું એ શું ભલા પોષાય છે?
વળખ્યે વિપદ કંઈ જાય નહીં ઉદ્યમ વિપદને ખાય છે. ૨

સાધન અને શક્તિ પ્રયત્નો કારણે લાગે ખરાં,
વળી ક્ષેત્ર અનુકુળતા તણાં હોતાં નથી કંઈ પાધરાં;
એ વાતનો સ્વીકાર કીધા વિણ શું ઉપાય છે?
વળખ્યે વિપદ કંઈ જાય નહીં ઉદ્યમ વિપદને ખાય છે. ૩

પ્રતિકુળતાને પહોંચવા સામું જીગર ધરવું ઘટે,
નિર્માણ વિધિના ઘાવ શું કંઈ આવતા થોડા મટે;
વહેવારની ઝડીઓ જીવોને આકરી પરખાય છે,
વળખ્યે વિપદ કંઈ જાય નહીં ઉદ્યમ વિપદને ખાય છે. ૪

આશ્રયતણો શુભ ઓળવો એ સમયમાં લાગે ગળ્યો,
પણ સ્નેહીનો વિશ્વાસ શું? વખતે મળ્યો કે ના મળ્યો;
માટે કહ્યું કે "હાથ છે જગન્નાથ" કંઈ સમજાય છે!
વળખ્યે વિપદ કંઈ જાય નહીં ઉદ્યમ વિપદને ખાય છે. ૫

મરવા થકી ડરવું નહી છે મરણ પ્રાણી માત્રને,
પણ મ્હોડું ના ઉઘડાવશો હિત ચ્હાઓ તો કુપાત્રને;
વિધિએ લખ્યું નિરમાણ છે "થનાર તે તો થાય છે",
વળખ્યે વિપદ કંઈ જાય નહીં ઉદ્યમ વિપદને ખાય છે. ૬

---

## પાણીના જીવ. ૮૭

જેવો પ્રાણ તણો સંબંધ પ્રભુ તેં; પિંડે જડ્યો છે જગે,
તેવાં જીવનજીવ કૈં સુખ દુઃખે; પ્રીતિ વિશે ના ડગે;
રે! રે! કેમ થવાય ત્યાં અલગ? એ; અભ્યાસ છે આકરો,
પાણીના જીવ પાણીથી પ્રભુ તમે; ના દૂર કોદી કરો. ૧

દાઝયા ઉપર ડામના અનુભવો; જાણે સહે વેદના,
બીજાને સમજાય શું વિપદના; તારો ઉંડા ભેદના;
ફાંસામાં લટકેલ કો જીવ દુઃખે; ચીલ્લે બની ગાભરો,
પાણીના જીવ પ્રાણીથી પ્રભુ તમે; ના દૂર કોદી કરો. ૨

ખારાં નીર વિધિ તણાં પણ ભલે; એ એમને છે અમી,
મીઠાં નીર હરે નકી જીવન તો; શું દોષ કૈં છે કમી?
જેને જે વિભુ તેં દીધું નિયમથી; તેનો કશો ઉભરો?
પાણીના જીવ પાણીથી પ્રભુ તમે; ના દૂર કોદી કરો. ૩

માયાની અદ્‌ભુત કૈં અવનવી; ભેદી દીવાલો છુપી,
કીધી તેં કીરતાર છે સ્થળ સ્થળે; બુદ્ધિ શકે ના ખુંપી;
મર્યાદા કરી આપી તેં સરવને; "કે આટલું વાપરો,"
પાણીના જીવ પાણીથી પ્રભુ તમે; ના દૂર કોદી કરો. ૪

---

## કરવું અને કહેવું. ૮૮

કહેનાર કહી છુટે છતાં કરવું સરળ હોતું નથી,
કરનારને વિઘ્નો નડે જ્યારે જુએ યત્ને મથી;
સો કોસ ચાલે બળદ ઘાણીનો છતાં અંધેર છે,
કરવું અને કહેવું ઉભયમાં લાખ ગાડાં ફેર છે. ૧

રસ્તો બતાવે જેમ પંથીને કરી કો આંગળી,
તેથી તુરત ઇચ્છિત સ્થાનક શું જવાનું છે મળી?
મુંઝાય મારગ દેખતાં જ્યાં ત્રણ દિશામાં તેર છે,
કરવું અને કહેવું ઉભયમાં લાખ ગાડાં ફેર છે. ૨

મન માગી રાહત સૌ સ્થળે કંઈ આયતી મળતી નથી,
કે હોય નહીં ઉભા વળી સંગાથ જોતા સારથી;
આવે લુંટારૂ લુંટવા દેખાય કર સમશેર છે,
કરવું અને કહેવું ઉભયમાં લાખ ગાડાં ફેર છે. ૩

તો પણ ઘણો ઉપયોગ કહેનાર તણું સુણુતા થતો,
બાહોશીનો કંઈ ખ્યાલ સાધે સ્હેજ પણ મળતો પતો;
બસ એ ઉપર અટકળ બધી પછી બાંધવી ભ્હોતેર છે,
કરવું અને કહેવું ઉભયમાં લાખ ગાડાં ફેર છે. ૪

ભુલ્યા ચુકયા ભમવું પડે ધાર્યા થકી મોડું થતું,
વળી ટાઢ તડકો ઝાપટું પણ કંઈનું કંઈ આવી જતું;
કડવા અનુભવ કેટલા એવા ઘણાના ઘેર છે?
કરવું અને કહેવું ઉભયમાં લાખ ગાડાં ફેર છે. ૫

---

## રણમાં સૈનિક. ૮૯

કટક ભાળીને કેમ ભટક તું ભાન વિના?
ખટક રાખીને ખરૂં વટક છે વાળવું;
પટક પ્રમાદ ઝટ અટક ન એક પળ,
ગટક ગળેલું ધન ચટક સંભાળવું. ૧

લટક રૂપાળી તારી છટક તું લાગ જોઈ,
ફટક ફટક નેજું યશનું ઉડાડવું;
સટક સટક ઘોડો મારી મુકો શૂરવીર,
ઘટક ઘટક ઝેર ઘોળીને બુડાડવું. ૨

---

## નાદ. ૯૦

રતિ તણી ગતિ ભાળી મતિ મંદ થતી અતિ,
સાન ભાન ભુલી ગાન તાનથી ગવાય છે;
ઘાટ પરે વાટ જોતાં ઉલટો ઉચાટ વધે,
દાઝ થાય દિલમાં કે રાજ આજ જાય છે. ૧

લુંટયો ઝુંટયો માલ જેમ હૈયા કુટયો હાથ કરે,
એવી વ્યર્થ આશા તણા પાસથી ઉદાસ જે;
વીલે મ્હોંડે ઘોડે ત્યાં પૂજાય જુના જોડે જોડે,
માર પારાવાર ખાઈ થાય ત્યાં નિરાશ તે. ૨

---

## આફત. ૯૧

શૂર ગયાં નૂર ગયાં કેમ ભાગ્ય ક્રૂર થયાં?
મરણ હોકારા કરે "જીવ પરવારજે;"
ઉંચી આંખ થાય નહીં દુઃખ કૈં ખમાય નહી,
આફતનું આભ ફાટયું ઈશ તું ઉગારજે. ૧

હોશ કોશ હારી બેઠા સાધનો સંહારી બેઠા,
નોધારી સ્થિતિને અરે સ્હેજ તો સુધારજે;
કારી કંઈ લાગે નહી ઉદ્યમની બારી ખોલ,
આફતનું આભ ફાટયું ઈશ તું ઉગારજે. ૨

ધારી ધારી લોક જુએ કેમ દી ગુજારી લે છે?
બુડતી અમારી વ્હાલા આબરૂ તું તારજે,

જપ તપ નામ તારૂં રાત દી સંભારૂં વારૂ ?
આફતનું આભ ફાટયું ઈશ તું ઉગારજે. ૩
મોટાઇના માન સાન કરીને છુપાઇ બેઠા,
ભાન ભુલ્યાં દામણાને અરે ના વિસારજે;
નાવમાં બેઠેલ એકેએક પાપી હોય નહીં,
આફતનું આભ ફાટયું ઈશ તું ઉગારજે. ૪
જુલમ જણાતો જરી ભલે તને હોય નહીં,
કરુણાથી કષ્ટ કૃપાનિધિ દૂર સારજે;
પેટે પડ્યા સાપ પ્રાણી ઉછેરે છે પ્રેમથી તો,
આફતનું આભ ફાટયું ઈશ તું ઉગારજે. ૫
જગતની પેઠે કાનસાન તેં ગુમાવ્યાં નથી,
જાનને જીવાડવાનું બિરદ વિચારજે;
નમેરો થવાથી નાક ઉલટું કપાશે તારૂં,
આફતનું આભ ફાટયું ઈશ તું ઉગારજે. ૬
દુનિયાને દુઃખ તને ઓળખવા માટે પડે,
પણ તુટી જાય નહીં તાણતાં અપારજે;
ઘટે ખ્યાલ ઉંડો જરી અંતરમાં કરવો એ,
આફતનું આભ ફાટયું ઈશ તું ઉગારજે. ૭
થાય શું ઉપાય ? લ્હાય લાગોલાગ લાગી તેમાં,
હાય ! હાય ! કરે હામ જાય છે અકારજે;
ધીરજનો ઓળવો તું ધરમથી આપી હવે,
આફતનું આભ ફાટયું ઈશ તું ઉગારજે. ૮

---

## પગરણ. ૯૨

માગે વાંચે એવું આવ્યું ટાણું એ હું જાણું પણ,
પડે ના ઠેકાણું તેથી તાણું નિત ટાંટીયા;
નવસેં નવ્વાણું લ્હાણું નાત ઉઘરાણું કરે,
ખાણું ખોદી નાણું કાઢે થાય છે ઉટાંટીયા. ૧

લોટે કરી કાણું વળી જલેબીનું ભાણું દેવું,
શાણું કહે વ્હાણું વાયું છાણું સળગાવવું;
માણું માણું પતાસાં લે છતાં ગાણું ગાય નહીં,
થાણું એ દેખીને કરી જુઠાણું શું ફાવવું ? ૨

---

## ઝારી. ૯૩

ઝારી આ સુધારી સારી મિનાકારી ભારી કામ,
કરી આપો ફરી મારે જરી જોવું ના પડે;
રામ તણું નામ ત્યાં સુદામ આમ કોતરજો,
ગમે તેવે સમે મન રમે એવું ઉમડે. ૧

---

## સ્વાલંબન. ૯૪

પાણી તાણી તાણી કરી હોય જે કમાણી તેને,
સુઝે જો ઉજાણી કદિ શેકે મુઠી ધાણી એ;
શાણી હોય રાણી થકી પણ એ ચવાણી દુઃખે,
કહાણીયું શિખાણી હોય જેવો બેલ ઘાણીએ. ૧

જાણીએ જીગર પુર્ણ પુણ્યનાં પ્રમાણી એને,
વાણીએ વિવેક કરી નીતિ લ્હાવ લ્હાણીએ;
પણ માયા મમતાનાં મૂળ મરી ગયાં તેની,
છાણીએ તો ક્યાંથી જડે નામની એંધાણીએ? ૨

## નવરૂં નકામું. ૯૫

કામ તણું નામ નહીં ધામમાં આરામ નહીં,
દામમાં બદામ ફુટી ક્યાંથી હોય હાથમાં ?
ગામમાં હજામ જોડે રામ રામ કરી બેસે,
હિમ્મત હરામ છતાં લે તો સૌને બાથમાં. ૧

## અવસર. ૯૬

શક્તિ વડે સ્થિતિ ટકાવા શાણપણ જે વાપરે,
સુધરેલ શક્તિમાં વળી વિવેકથી વૃદ્ધિ કરે;
આગળ અને પાછળતણો વિચાર વળી લક્ષે લહે,
તે ઓળખે અવસર ખરો નવ ઓશિયાળો પણ રહે. ૧

આવક તણા આધારપર જાવક તણું ધોરણ રચે,
નિયમિત ટાંણે ખાય સરખું પેટમાં જેવું પચે;
વિણ કામ ઘરની બહાર જેનું ચિત્તના ચટકે વહે,
તે ઓળખે અવસર ખરો નવ ઓશિયાળો પણ રહે. ૨

સમતોલનું ધોરણ સગાના સ્નેહમાં ચુકે નહીં,
વહેવારનો વટ લૌકિકે પામર બની મુકે નહીં;

વિધિ તણા જે ચાબખા ત્રિકાળમાં સમજી સહે,
તે ઓળખે અવસર ખરો નવ ઓશિયાળો પણ રહે. ૩

ગુંચવણ પડે ગુણીને પુછે જે ભેદી વાત પટાંતરે,
પછી મનન આત્માથી કરીએ માર્ગ મધ્યે વિચરે;
વળી સત્ય ઉપર સ્નેહ નિત જેવું કરે તેવું કહે,
એ ઓળખે અવસર ખરો નવ ઓશિયાળો પણ રહે. ૪

પ્રારબ્ધનાં નિશાન બાંધી વગર પાંખે ના ઉડે,
કે વગર મહેનતનું વળી ના આંખ મીંચીને ઝુડે;
ઉદાહરણ સદ્બોધનાં અંતર વિશે જે સંગ્રહે,
તે ઓળખે અવસર ખરો નવ ઓશિયાળો પણ રહે. ૫

કંઈ કામ કૌતુકનાં અનુપમ ઉકલે જો હાથથી,
તો તે છતાં ભીડે નહીં બળીયા બરોબર બાથથી;
શત્રુત્વતા સંધાય ત્યાં સપડાય નહીં દુરાગ્રહે,
તે ઓળખે અવસર ખરો નવ ઓશિયાળો પણ રહે. ૬

વાણી મનોહર સત્ય નિર્મળ જરૂર પુરતી જે વહે,
મુઠી ઉઘાડી નવ કરે કદિ લાખ વાતે વિપદે;
આવેશથી કદિ સ્વપ્નમાં દિલ કોઈનું પણ નવ દહે,
તે ઓળખે અવસર ખરો નવ ઓશિયાળો પણ રહે. ૭

ખેલી શકે સહુ ખ્યાલ ખેલો ખલકના ખાશી રીતે,
કયમ સહન કરવા મારવા ધા એ કળા જાણે પ્રીતે;
વણ વાંકથી ઝઘડો કરી ઝુઝવા કદી જે નાચહે,
તે ઓળખે અવસર ખરો નવ ઓશિયાળો પણ રહે. ૮

## ચેટક. ૯૭

માળી તણી સાળી જે રૂપાળી તેણે છાની રીતે,
તાળી લીધી તાનમાં તે ભાળી કાળી ચાકરે;
બાળી નાંખે એવી ભુખવાળી વાત સોંપી દીધી,
ખાળી ત્યાં તો જમણુની થાળી દુધ સાકરે. ૧
જાળી પાપ તણી જાણી પાળી મરવાની આવી,
લાળી કરનારને ત્યાં માળી ઉઠયો મારવા;
કાળી તણા કાનમાંથી વાળી જ્યાં ખોવાણી ત્યાં તો,
પાળી વડે સાળી દોડી નાક તો સુધારવા. ૨

---

## કળિથી ઉગારજે. ૯૮

અનાચાર અનહદ જોયો સુણ્યો જાય નહીં,
વેર વિખવાદે વઢે રંક સાહુકારને;
લાજ આજ સાચવવી મહામુસીબત દિસે,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧
પિતા પુત્ર પતિ પત્નિ ભાઈ બ્હેન હોય છતાં,
વિશ્વાસે વંચિત સેવે સ્વાર્થના વિકારજે;
સગાઓએ સ્નેહ તજ્યો કાંચળી તજી દે સાપ,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૨
દાનસ્તા બનીને કરે દાવો ઉપકાર કાજે,
ફરજનો ધરમ તજાય નિરધારજે;
આપ વટલીને વટલાવા જગ મથી રહ્યું,
દાસ તારો દિનાનાથ કળિથી ઉગારજે. ૩

દીકરા સરાફ તણા પણ નીતિ ચોર જેવી,
ડોળી મારે વ્યાપારોને જેવો કંઇ જુગારજે;
ખાધું પીધું ન્યાલ થયા દીવાળું નિરાંતે કાઢે,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૪

સવાયાના દોઢા થાય બમણા લેવાને જાય,
અટકાવે કોણ વ્યાજ ? ખરો છે સંહારજે;
ગરજે ગધેડા જોડે સગપણ બાંધે બહુ,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૫

પાંખ માગે આંખ માગે રાખ રખાવટ દાખે,
દીનતા દેખાડે વળી સાંજને સવાર જે;
પણ છુરી બગલમાં રાત પડે ઘાત કરે,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૬

મેરૂ થકી હોય જેનો મહીમા અધિક છતાં,
બદલાય સઘ બહુ રૂપીનો બજાર જે;
ફકીર અમીર થાય અમીર ફકીર બને,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૭

નાત જાત નામ ઠામ ખરૂં જેનું જડે નહીં,
"મા મુળો ને બાપ જેનો ગાજર" તૈયાર જે;
રાજ કાજ તણો સાજ એવાને આધિન આજ,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૮

ધરમની ટીપ થાય ગોળ માખી ગળી જાય,
ગોલખો મંદિર તણા સહાએ ચિકારજે;

હિસાબોના હાંસીયામાં ટાંટીયા દેખાડે સીધા,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૯

ભાંડ ને ભવાયા વળી ગોલા રળી ખાય રૂડા,
રાંડી રાંડો રાંધી દેવા નીકળી અપારજે;
કામના બ્હાનામાં કાળા કસબ કરાય કેવા ?
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૦

નફ્ટાઈ નાગી દીસે આંગળી ચીંધાય નહીં,
વઢવાડ કરે કહો નીકળે શું સાર જે ?
રૂસણું લેવાય નહીં સાચુંએ કહેવાય નહીં,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૧

ચતુરાઇ ચાલે નહીં કરોને ચીવટ ભલે,
ચાલણીના છેદ જેવો નિત અધિકારજે;
પેટ પડયું પાણી પચે નહીં એવી લાગણી ત્યાં,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૨

જુઠાણું જરૂર હોય છતાંયે ઝલાય નહીં,
ગંગા ભાગીરથી ગણી કરવો વહેવારજે;
માથા સાથે શિંગ જડ્યાં હોય જો વિધિએ પછી,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૩

લાખ ઢોંગ હોય તહીં સાચું પરખાય નહીં,
અલ્લા સાટે મલ્લા સહે મફતનો મારજે;
પાણીમાં જીવન અને મગરથી વૈરભાવ,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૪

તોલ ખોટા બોલ ખોટા માપના હિસાબ ખોટા,
એવા ગડબડ ગોટા હાલે બહુ પ્રકારજે;
ભેળસેળ વિના કશું નજરે દેખાય નહીં,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૫

દીલરખાપણું જેના અંગમાં જણાય નિત,
કડીઆ મજુર અને દરજી સુતાર જે;
રોજ માથે ચડે છતાં કામ દેવા રામ નહી,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૬

શેઠને ભરાવા પાણી નોકર તાલીમ રાખે,
ચાકરની ચોટી શેઠ સંઘરે શ્રીકારજે;
બળીયાને મળે ભાગ બમણો એવી જ્યાં વાત,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૭

સાચું લેવું ખોટું દેવું ભાવ એ દરેક રાખે,
સુખ સહુ માગે રાવ રંક વારોવાર જે;
કુટીલ નીતિથી પ્રભુ છેતરતાં ડરે નહી,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૮

મારીને હરણ હાથ તિરથે ધોવાને જાય,
છુટી જવા પાપ તણા પોટલાનો ભારજે;
મન મલકાય જાણે ખબર નથી જ કોને,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૧૯

વાયરા જ્યાં વાય દસ દિશાથી એવાજ ત્યારે,
સુતર શું ચાલે સત્ય તણો કારભાર જે!

આપવાને અટકળ વાનગી આ તો છે જરી,
દાસ તારો દીનાનાથ કળિથી ઉગારજે. ૨૦

---

## ખોટી રાહત. ૯૯

રાત દિન રાહતની આશાએ ખવાય આંટા,
પણ પાછું વળતર વાળવા ન વાસના;
હરામનું હશે જાણે આવતું બધાને એમ,
મીઠા બોલા સાધે એવી ઉત્તમ ઉપાસના. ૧

પ્રભુને પિછાણે નહી વિવેક વખાણે છતાં,
હાજર હમેશ હોય જાણે વારે છાસના;
મહા મોટી આફતમાં ઉતરી ગયેલ એવા,
પાઠો પણ ભજવતા દુઃખથી ઉદાસના. ૨

લાગણી શું લેશ જે હમેશ વેશ ભજવતા,
લાડુ તણા લાલચુ જે થાય ખાંતે ખાંધીયા;
ગરજ શું પડી હોય ઓળખવા મન એને,
ક્યાં છે વટ સાચવવા વહેવારો કૈં બાંધીયા? ૩

કમાણી કમાવા કરે અખતરા આવા એને,
નોકરી વ્યાપાર તણું કામ કહો શું પડે?
હાંસલ હમેશ હોય નુકશાન નામે નહીં,
પાખંડ પૂજાય કેવું? એ તો વિદ્યા આવડે. ૪

પ્રભુ તણા ચોર અણુહકનું એ ખાનારાઓ,
રૌ રવ જે નરકની યાતનાઓ ભોગવે;
ધિક્ક જીવતર અને ધિક્ક એની જનુનીને,
હિસાબો ચુકાશે એના મરણુના માંડવે. ૫

## કુદરતનાં કૌતુક. ૧૦૦

છુટેલી સાત મજલાના; છજાથી કાચની હાંડી,
નીચે ભૂમી પરે પડતાં; અગાઉ લે બચાવી તું. ૧
અને ક્ષણુ એકમાં વીંટી; હીરાની આંગળીયેથી,
પલકમાં જાય ખોવાઈ; કશો ના ભેદ સમજાયે. ૨
ઉગારે આગના દવમાં; અકલ્પિત યુક્તિ તું યોજી,
અભય વર મેળવી તારા; ઘણા દાનવ મરાયા છે. ૩
હળાહળ પી સુતેલા કૈં; જીવેલા સાંભળ્યા કાને,
ચલવતા મર્ણપર કાણુ; મસાણે વિરમ્યા કૈં એ. ૪
રમાડે સર્પ ઝેરીલા; ભણાવે કેસરી શાર્દુલ,
નમે નર એજ નારીને; અજાયબ વાત એ કેવી? ૫
ચરિત્રો લક્ષ્મીનાં કેવાં? છતાં લઈ સાસરે વસીયા,
સીતાને વિણુ અપરાધે; રૂચ્યું કાં છેહ દેવાનું? ૬
છતી આંખે દીવો લઈને; ઉતારે કૂપમાં ઉંડા,
અને વણુ તુંબીએ તારે; ભવાર્ણવ કૈં જીવોને તું. ૭
અપાવે પાનનાં બીડાં; મહા સન્માનથી સ્હેજે,
ગધેડે તુંજ બેસાડે; ચવાડી કોલસા કાળા. ૮

શિલાના ગર્ભમાં જીવો; જીવે શું ખાઇ ? તું જાણે,
દિવસ ને રાત્રીઓ ઝટતાં; ભરાયે પેટના કંઇ ના. ૯
ખરો પુરુષાર્થ કેં પ્રારબ્ધ; ખરો તું ઇશ કે ઇલમ ?
મરે છે જાગતા જીવો; અને કાં ઉંઘતા જીવે ? ૧૦
અજાના કંઠના આંચળ: વૃથાગુણ રૂપમાં જેવા,
વૃથા સૌ જીવનો જીવતાં; કરે તું એ જ સાચું છે. ૧૧
હજારો યત્ન આદરતાં; સવેળા છોકરી ના દે,
વીતી વય હોય ત્હોયે તું; દીએ સુત વિધવા થાતાં. ૧૨
કવિ કે સાક્ષરો જોશી; ઉદર નિર્વાહના સાંસા,
લીલામ કોડીના લાધે; કરે તું શેઠીઆ તેને. ૧૩
ગુલાબે કંટકો કીધા; કમળમાં ગંધ કીચડની,
જવાસો પાંગરે જ્યારે; સુકાયે ઔષધી સર્વે. ૧૪
સમુદ્રો ઘુઘવા જેવા; છતાં ત્યાં નિપજે મોતી,
સરિતા માછલી પયમાં; પલક જીવી શકે કાં ના ? ૧૫
બને અણમૌલ કેં હીરા; અરેરે કોલસા ખાણે,
કઢેલાં દૂધ પીનારા; દુરીજન કાં દગો દે છે. ૧૬
ચહે તો પેટમાં ખાધું; કઢાવે બહાર ઓકાવી,
અને સેતાન લાખોની; છતાં મિલકત પચાવે કાં ? ૧૭
જવા નર નીકળે પૂર્વે; ઉતારે પશ્ચિમે તેને,
નરકની ખાણમાંથી તું; ચ્હડાવે હાથીના હોદ્દે. ૧૮
જીવન આનંદ સાગર તું; સુકાવી દે સપાટામાં,
અને પ્રગટાવતો અગ્નિ; ભયંકર કાળ જ્વાળાનો. ૧૯

હજારો પ્રાણીઓ કેરા; કરમને ધર્મના યોગો,
મળે જ્યોતિષ શાસ્ત્રો ક્યાં પ્રલયની આફ્તે સાથે. ૨૦

કુતુહલ કેટલાં ગણવાં? ભરેલું કૌતુકે જગ જ્યાં,
પ્રભુ એ ભેદનો પડદો; અમે શું જાણીએ છાનો. ૨૧

મરેલું જીવતું થઇને; સ્મશાનેથી પગે ચાલી,
ઘરે આવ્યું સુણ્યું આજે; નવલ કૈં યોગ વિદ્યાથી. ૨૨

---

## રત્નાગર. ૧૦૧

રત્નરાજ મહારાજ,
સાગર તું સોહામણો;
ઉંડળમાં લઈ આભ,
વસુધા શું અંકે ધરી? ૧

મેઘાડંબર છત્ર,
નિષ્કંટક સામ્રાજ્યનું;
જાણે પૂરે શાખ,
ક્ષિતિજે હસ્ત પ્રસારીને. ૨

લીલા વનની કુંજ,
મધુરાં માન સરોવરો;
પાડે છે પ્રતિબિંબ,
સુર્ય ચંદ્ર બે ટોડલા. ૩

કીર્તિની કલ્લોળ,
વેણુ વાયે વાયરો;
તારા ગણુનાં તેજ,
જાણે અભિષેકજ કરે. ૪

ઝીલે તેજ રસાળ,
મોજાં ઉંચે ઉછળી;
પ્રેમાનંદ પ્રદીસ,
કરતાં જાણે કોડથી. ૫

છીપો શંખ અનેક,
કાંઠે કાઢી નાખતો;
ગુણ ગ્રાહકતા એજ,
જાણે તું શિખવી રહ્યો. ૬

## ગૌમાતાની ગુણજ્ઞતા. ૧૦૨

જનનીના ઉપકારો જેવા બીજા ગાય તણા ગણવા,
તન મન ધનથી એ ઋણ છુટવા ધર્મ તણા પાયા ચણવા;
દહીં દુધ ઘી ને છાશ સરીખાં મોંઘાં અમૃત એ દેનાર,
ગરીબ ગાયની ગુણજ્ઞતા શું આર્ય વિના કો ઓળખનાર? ૧

પુર્વાપરસંબંધ આપણો ખેતી સાથે એનો છે,
દૈવી ગુણની એ તુલનામાં કહો ભાગ બહુ કોનો છે?
એના રક્ષણથી જીવનનો ખરો માર્ગ છે ઉઘડનાર,
ગરીબ ગાયની ગુણજ્ઞતા શું આર્ય વિના કો ઓળખનાર? ૨

ઋષિ મુનિઓ જેને ધન ગણુતા જીવ સાટે પણુ જાળવતા,
ને ક્ષત્રીઓ રક્ષણુ કરવા હરનિશ ત્યાં અઢળક ઢળતા;
એ સ્ફુર્તિનો વિલય આપને અધોગતિ નિશ્ચે દેનાર,
ગરીબ ગાયની ગુણુજ્ઞતા શું આર્ય વિના કો ઓળખનાર ? ૩

એનાં દુઃખમાં જગનાં દુઃખનું ખરૂં રહસ્ય રહેલું છે,
એના માટે ધુરંધરોનું શોણીત શુદ્ધ વહેલું છે;
અનંત કોટિ બ્રહ્માંડોની સર્વ સિદ્ધિ એમાં વસનાર,
ગરીબ ગાયની ગુણુજ્ઞતા શું આર્ય વિના કો ઓળખનાર ? ૪

પામરતા પલ પલ પસરાતી એના શાપ થકી આજે,
પરાધીન અંતર દીનતાથી છાનાં કેમ નહીં લાજે ?
આંસુડાં એ નિરપરાધીનાં ઈશ્વર વિના કો લુછનાર ?
ગરીબ ગાયની ગુણુજ્ઞતા શું આર્ય વિના કો ઓળખનાર ? ૫

ગોવિક્રય કરનારો હિંદુ શાસ્ત્રવિધિએ નહીં હિંદુ,
રૌ રવ નરકે એ પડનારો ખરે જહીં દુઃખનું બિન્દુ;
કાયરતા કડવી અનુભવતાં જીવને લાગે છે ધિક્કાર,
ગરીબ ગાયની ગુણુજ્ઞતા શું આર્ય વિના કો ઓળખનાર ? ૬

જીવન મરણુ પાણી પરપોટો કર્મ ભ્રષ્ટ જીવ્યાજ વૃથા,
સ્મરણુ પૂજન આશ્વાસન ગૌને દેવા જો ચુકીએ જ પ્રથા;
બ્રહ્મ લોકની એ શક્તિની કૃપા પ્રસાદી ક્યાં મળનાર ?
ગરીબ ગાયની ગુણુજ્ઞતા શું આર્ય વિના કો ઓળખનાર ? ૭

---

# પુરૂષ અને પ્રકૃતિ. ૧૦૩

આર્યત્વ પૂર્ણ ભરેલ જેની ભાવનામાં નસનસે,
એ મહાનુભાવે જીવનનો આદર્શ આંકયો જે હશે;
તે તત્વનો સ્વીકાર આજ હજુ લગી જળવાય છે,
ને એ સનાતન ધર્મ શુભ સંસ્કૃતિ તણો વખણાય છે. ૧

સ્વામીત્વની સત્તા અને અર્ધાંગનાના દાસની,
સમતોલ કીધી વ્હેંચણી નિષ્પક્ષપાતી ન્યાયની;
તકરારનો અવકાશ એના ચુસ્ત ઉપાસક વિશે,
ઉપજ્યો નથી નહીં ઉપજે એ નિર્વિવાદ ખરો દિસે. ૨

કૈં વાર પુરૂષ પ્રકૃતિનાં બળની જ કરતાં તુલના,
ત્યાં ઉભયના નિર્ણય વિશે આક્ષેપ રહે છે ભુલના;
પ્રતિસ્પર્ધી રૂપ સમર્પીને એ પુરૂષ પ્રકૃતિ વાદમાં,
કુદરત ઉતારે કો સમે કો સબળ એ ઉસ્તાદમાં ? ૩

સંસારના વ્યવહારની આંતર વ્યવસ્થા જાળવી,
ખરી પ્રવીણતા પુરૂષો પ્રમાણે શાસ્ત્રથી સંભાળવી;
દુર્ઘટ કહો એ કેટલું ? તદપિ વિજય માળા વરી,
શું અમર નામ નથી કર્યું ! કુળ મુકુટ ભારત સુંદરી. ૪

કોમળ થકી કોમળ અતિ જાતી સ્વભાવ પ્રકૃતિનો,
શી યોજના યોજી હશે વીરતા જગવવા વૃત્તિનો ?
સપ્તર્ષિમાં પ્રામુખ્યપદ બની બ્રહ્મવેત્તા મેળવ્યું,
પતિ પાંચ તોપણ દ્રૌપદીએ શાસ્ત્ર નૈતિક કેળવ્યું. ૫

કરી અગ્નિ સ્નાન કૃતાર્થતા શિખવી જગતને સાક્ષ દઈ,
ગાર્ગી તણી વળી વિદ્વતા શું સ્હેજ કંઈ છાની રહી ?
યમદેવની આબાદ જ્યાં ચાલી શકી નહીં કુશળતા,
એ શક્તિ સાવિત્રી તણી સુણતાં નશું વિસ્મય થતાં ? ૬

ના યુદ્ધમાં વીરાંગનાઓ લેશ પણ પાછી હઠી,
કૌતુક ભરી એ સાહસોની વાત શું જાયે કથી ?
નવ વેદનો અધિકાર સ્ત્રીને તો કરે શું તે તહીં ?
તો પણ હતાશ થવાય· એવું રે હજુ રાખ્યું નહીં. ૭

સૌ શાસ્ત્રનું જે મુળ અંગ ઉપાંગ ચારે વેદમાં,
કૌમાર વ્રત પાળી કુશળતા મેળવી એ ભેદમાં;
સંગીત શાસ્ત્રતણી કળા એ બ્રહ્મ કન્યા જો ભણી,
તેની મીઠાશ અરુંધતીએ હૃદય ભર કેવી લણી ? ૮

અભિમાન પુરૂષોનું ટકે શું પ્રકૃતિ જો વિફરી ?
ત્રણ લોકમાં ત્રણ દેવતા પણ ત્રાસતા ત્રાહે કરી;
એ અચળ શક્તિ આદ્ય આ સંસારનું સુસ્મરણ છે,
ને પુરૂષ તો એ પ્રકૃત્તિના ચલનનું અનુકરણ કરે છે. ૯

જ્યાં પ્રકૃત્તિ અવરોધ ત્યાં પછી પુરૂષ તો બસ શુન્ય છે,
નિવૃત્તિને એ લય વિશે કંઈ ફેરફારો ન્યૂન છે;
કર્તા સદા છે પ્રકૃત્તિ પણ માન પુરૂષને ઘટે,
સંભાવના એ આર્ય ધર્મે કદિય પ્રકૃત્તિ શું હઠે ? ૧૦

કાં કે પુરૂષ ને પ્રકૃતિ જોડી અભેદ ગણાય છે,
એમાં ન એકે ન્યુન એવી ભાવના કલ્પાય છે;

ચારે અવસ્થામાં સદા બીજાત્મ ભાવે પ્રકૃતિ,
છાયા પુરૂષથી દૂર ના થાતી નિમેષે એ કહિ. ૧૧

## કાળો ઢબ્બુ. ૧૦૪

ફ્રેન્ચ પોસ્ટના માસ્તર પાસે; એક ડોસાએ આવીને,
ઢબ્બુ આપી કાર્ડ માગ્યું કેં, નમ્ર ભાવ બતલાવીને. ૧

કરી તપાસને માસ્તર બોલ્યો; આ પૈસો તો કાળો છે,
અહીંઆ કેમ કરીને ચાલે ? વળી લીસોટાવાળો છે. ૨

બીજા પૈસા બુઢ્ઢા પાસે; નહોતા તેથી રીસ ચ્હડી,
માસ્તરને પરખાવી દીધું; સુણી મંડળી હસી પડી. ૩

"બૈરી તુજ ઘરમાં કાળી છે; તેને કેમ નિભાવે છે ?"
"એથી તો ઉજળો છે ઢબ્બુ; શું કંઈ ફોગટ આવે છે ?" ૪

"મધુગરી માગીને ભણુતો; યાદ બધું શું આજ તને ?"
"ઢબ્બુ પાછો લાવ અમારો; હવે ન જોઇએ કાર્ડ મને." ૫

હીમ પડે એવી રીતે ત્યાં; ઠરી ગયો માસ્તર પેલો,
પગે લાગીને કાર્ડજ દીધું; કહ્યું હવે ગરબડ મેલો. ૬

## આદ્યેશ્વરી. ૧૦૫

તું બ્રહ્માની બ્રહ્માણી છો તું રૂદ્રની રૂદ્રાણી છો,
તું વિષ્ણુની લક્ષ્મી અને તું ઇન્દ્રની ઇન્દ્રાણી છો;
જ્યાં જ્યાં પુરૂષ ત્યાં ત્યાં પ્રકૃતિ ભિન્નતા દિસે નહીં,
આદ્યેશ્વરી સચરાચરે ચિરકાળ તું વ્યાપી રહી. ૧

તું શક્તિમાં તું બુદ્ધિમાં તું ઋદ્ધિમાં તું સિદ્ધિમાં,
તું લય વિલય વ્યાપી રહી તું ઉદય ને વળી વૃદ્ધિમાં;
દેવાદિકો મોહી રહ્યા તુજ તન્મયી ભાવો મહીં,
આદ્યેશ્વરી સચરાચરે ચિરકાળ તું વ્યાપી રહી. ૨

તું રસકળા માધુર્યમાં નિત ચેતના રેલે મીઠી,
સંયોગ ને વિયોગમાં આરાધના તારી દીઠી;
આભાસના આ સ્વાદમાં વિલાસ ઉલ્લાસે કહીં,
આદ્યેશ્વરી સચરાચરે ચિરકાળ તું વ્યાપી રહી. ૩

તું પુષ્પમાં કોમળ સુગંધી ખડ્ગ તીણી ધારમાં,
તું જ્યોતિની જ્યોત્સના રૂપે છો વાસના વિકારમાં;
તું રોગ ને તું ઔષધી તું દૂધ ને મીઠું દહીં,
આદ્યેશ્વરી સચરાચરે ચિરકાળ તું વ્યાપી રહી. ૪

કર્મેન્દ્રિયો જ્ઞાનેન્દ્રિયો એ સર્વ છે તારી કળા,
શાન્તિ ક્ષમા ધૃતિ ને તિતિક્ષા તું કળા ને વિકળા;
તું જન્મ મૃત્યુ વિજયને વળી પરાજય લક્ષે લહી,
આદ્યેશ્વરી સચરાચરે ચિરકાળ તું વ્યાપી રહી. ૫

જડ ચેતનાના ગુણમાં અજ્ઞાનતાના તર્કમાં,
તું વ્યાપ્ત છો સૌ શાસ્ત્રના અભ્યાસના સંપર્કમાં;
ખાલી જગો ખોળી જડે ના તું વિના ક્યાંએ અહીં,
આદ્યેશ્વરી સચરાચરે ચિરકાળ તું વ્યાપી રહી. ૬

તું ઘર ઘરે ગૃહ લક્ષ્મી છો ને રાજ્ય લક્ષ્મી રાજ્યમાં,
તું દંડ ને શાસન રૂપે અન્યાય વૃત્તિ ત્યાજ્યમાં;

તું મોહના મહીમા તણી આ લોચના રૂપે જહીં,
આદ્યેશ્વરી સચરાચરે ચિરકાળ તું વ્યાપી રહી. ૭

તુજ લ્હેરમાં લોટયા ઘણા તુજ વેરમાં બહુ વહી ગયા,
સંપત્તિના શિખરે ર્‌હડી વિપત્તિના ભોગી થયા;
તું કોઈની પણ થઈ નથી થાનાર પણ નિશ્ચે નહીં,
આદ્યેશ્વરી સચરાચરે ચિરકાળ તું વ્યાપી રહી. ૮

---

## મરવું છે એ ખરૂં છે. ૧૦૬

ઉદ્યોગમાં આંખ ઉંચી ન થાતી; વળી જરા ના મમતા મુકાતી;
ત્રિલોકનું સાધન શું કર્યું છે? મરી જવું છેવટ એ ખરૂં છે. ૧
પિતા જનેતા સુતની સગાઈ; બની બધી સ્વારથની ઠગાઈ;
શિલા તરીથી જન કો તર્યું છે? મરી જવું છેવટ એ ખરૂં છે. ૨
નથીજ સાથે ધન આવવાનું; કળાવડે કાંઈ ન ફાવવાનું;
ત્યજી જવું તે બહુ આકરૂં છેઃ મરી જવું છેવટ એ ખરૂં છે. ૩
અગાધ સત્તા અહિં જે જમાવી; નમાવી દીધા કંઈને લજાવી;
ગુમાન મોટાપણનું ધર્યું છે; મરી જવું છેવટ એ ખરૂં છે. ૪
ત્રિયા તનુજો પરને ભરોસે; મુક્યાં કદિ ના પળ એક હોંશે;
છતાં વિયોગે ઝુરવું ઠર્યું છે; મરી જવું છેવટ એ ખરૂં છે. ૫
ગુણજ્ઞ મિત્રો દિન રાત સંગે; સદા કરતાં સુખ ચેન ચંગે;
સુખે દુઃખે જીવન વાવર્યું છે; મરી જવું છેવટ એ ખરૂં છે. ૬
દુકાનથી જો અસૂરૂં અવાય; ન તે કદાપિ ઘરમાં ખમાય;
ભલે સુવ્હાલે ભુવને ભર્યું છે; મરી જવું છેવટ એ ખરૂં છે. ૭

અરે તમે ઓષધ નિત્ય ખાઓ; ભલે વળી વેદ ઋચા જગાવો;
કહો કદિ "દાન અમે કર્યું છે"; મરી જવું છેવટ એ ખરૂં છે. ૮
પૂજા અને પાઠ ભલે કરાવો; પ્રસાદ નાના વિધના ધરાવો;
તથાપિ દેવે દુઃખ એ હર્યું છે? મરી જવું છેવટ એ ખરૂં છે. ૯
સજ્યું સજાવ્યું નહીં ગાંઠવાનું; ન પોટકું ત્યાં પછી બાંધવાનું;
યમાલયામંત્રણ ઉતર્યું છે; મરી જવું છેવટ એ ખરૂં છે. ૧૦

---

## વ્યર્થ ભાવના. ૧૯૭

અનિત્ય વિશ્વની પૂરી; પ્રપંચ જાળમાં ફશી,
જીવિત હિત સાધવા; બને ન કાળજી કશી;
તને મને ધને કરી; ન ધર્મ કર્મ કૈં બને,
છતાં તરંગ આવતા; "कदा सुखी भवाम्यहम्." ૧

સુઝે ન કામ ધામ કૈં; બદામ બે કુટી તણું,
વિરામ આઠ જામ લૈ; ઉંઘે દિને અતિ ઘણું;
મળી શકે ન વેળ જો; રૂચે સદૈવ કુથલી,
છતાં તરંગ આવતા; "कदा सुखी भवाम्यहम्." ૨

દયા વિવેક ન્યાય કે; ન સત્યતા પીછાણુતા,
કુટીલ મોજ શોખમાં; મઝા અપુર્વ માણતા;
ડરે ન ઈશથી કદિ; ન પુણ્ય પાપને ગણે,
છતાં તરંગ આવતા; "कदा सुखी भवाम्यहम्." ૩

પુછે ન કોઈને કશું; વિના વિચારથી કરે,
વિમાસણે રડે પછી; ન્હડે જહીંજ ઠોકરે;

લુંટાય ભેશ આબરૂ; રહે ન કોઇ પક્ષમાં,
છતાં તરંગ આવતા; "कदा सुखी भवाम्यहम्." ૪

અસંખ્ય ખુન ચોરીઓ; કરી પડેલ જેલમાં,
જીવિત યાતના ચહે; ગુજારવાજ સ્હેલમાં;
વકીલ નિજ પક્ષનો; ઉગારવા છુટી પડે,
છતાં તરંગ આવતા; "कदा सुखी भवाम्यहम्." ૫

ખરા બપોર હોય ત્યાં; વૃથા ઉંડે કુવે પડે,
રહસ્ય ખોળતાં વળી; ન કોઇને કશું જડે;
મળે ન કાઢનાર કો; પડે નિશા તહીં લગી,
છતાં તરંગ આવતા; कदा सुखी भवाम्यहम्." ૬

---

## મુંબાઇનું ખુનખાર હુલ્લડ. ૧૦૮

સાધન અને સત્તા વિશે; સંપૂર્ણ સૌ વાતે તહીં,
આ શહેર મુંબાપુરીમાં બસ લોહીની નીકો વહી;
રે બ્હેન બેટીના શિયળનો પ્રશ્ન ન સંભારશો,
ખુનખાર હુલ્લડનું સ્મરણ ના હિંદુઓ વિસારશો. ૧

ધોળા દિવસના ધાડપાડુ લઇ છરાઓ હાથમાં,
બસ છુટથી ફરતા ફરે સેતાનના સંગાથમાં;
હિંદુ કનેથી લાકડી પણ ખુંચી લેવા સાર શો ?
ખુનખાર હુલ્લડનું સ્મરણ ના હિંદુઓ વિસારશો. ૨

નિર્દય કતલખાને જીવો જેવા કપાઇને મરે,
તેવી રીતે અતુલા જનોને ઠાર કરતાં ના ડરે;
પોકાર કે ફરીઆદનો એ દિનને અધિકાર શો ?
ખુનખાર હુલ્લડનું સ્મરણ ના હિંદુઓ વિસારશો. ૩

કાન્તી સમો આભાસ જ્યાં ત્યાં દસ દિશાએ વિસ્તરે,
હોલાં પ્રમાણે માણસો બસ માળીયામાં થરથરે;
શું હસ્ત કંકણ નિરખવાને માગવો પછી આરસો,
ખુનખાર હુલ્લડનું સ્મરણ ના હિંદુઓ વિસારશો. ૪

ખાવું પીવું ત્યાં શું સુઝે જ્યાં જીવ મુઠીમાં રહ્યો,
રે જુલમ એ અઘટિત કેવી રીતથી જાયે સહ્યો ;
સામ્રાજ્યની સત્તા હતી કયાં ? એ અરે વિચારશો,
ખુનખાર હુલ્લડનું સ્મરણ ના હિંદુઓ વિસારશો. ૫

મુવાં ઘવાણું કે લુંટાણાં સ્નેહી સ્વજનો આપણાં,
એ જાણવા સાધન કયું ? કયાં રડી શકાયે રોદણાં ?
દુઃખી જનોનાં દગ્ધ હૃદયો શું હવે કંઈ ઠારશો ?
ખુનખાર હુલ્લડનું સ્મરણ ના હિંદુઓ વિસારશો. ૬

બિન વારસીનો માલ જાણે લુંટવા હોયે ભર્યો;
તેવી રીતે લુંટી દુકાનો કેર શું ઓછો કર્યો ?
એ નીચતાને આખરે જો કે તમે ધિક્કારશો,
ખુનખાર હુલ્લડનું સ્મરણ ના હિંદુઓ વિસારશો. ૭

ભોળાં જનોને છેતરી ઉઘડાવી ઘર દાખલ થયા,
વિશ્વાસનો કે લાભ લેવા નરાધમ ચેતી ગયા;

નિઃશસ્ત્ર ત્યાં ખુમો કરે "કો આવીને ઉગારશો,"
ખુનખાર હુલ્લડનું સ્મરણુ ના હિંદુઓ વિસારશો. ૮

બહુ બહારગામ તણાં મુસાફર આ ઉપાધિમાં અરે,
કયાં કયાં પડ્યા સપડાઈ એ શું વિગત ચોખ્ખી નીસરે?
કોને પુછે એની ખબર ? જીવતાં મુવાં નિરધારશો ?
ખુનખાર હુલ્લડનું સ્મરણુ ના હિંદુઓ વિસારશો. ૯

જ્યાં ટ્રામ બસ મોટર અને વિકટોરીઆ નિરભય નહિ,
ત્યાં એ બિચારાં ઉગરે એ ભાવના પછી કયાં રહી ?
કુટાઈ મુવાં કો કંઇ એ વાત શું ઈન્કારશો ?
ખુનખાર હુલ્લડનું સ્મરણુ ના હિંદુઓ વિસારશો. ૧૦

---

## ગોમુખા વ્યાઘ્ર. ૧૦૯

દેદાર દેખી દિલમાં દાઝે દયાળુ હોય એ,
પણુ પૂર્ણ ઓળખ જો પડે નવ થુંકી સામું જોય તે;
નર ખોળીયું પામ્યા છતાં રૂંવે રૂંવે પશુતા રહી,
એ ગોમુખા નર વ્યાઘ્ર કોદી સ્વપ્નમાં મળશો નહીં. ૧

ઉપકારને ના ઓળખે અપકાર કરતાં ના ડરે,
લાવ્યા ઉછીનું તે ફરી દેવા નહીં દાનત કરે;
ભોળા ગણાવા વિશ્વમાં ખોટી ગરીબી લે સહી,
એ ગોમુખા નર વ્યાઘ્ર કોદી સ્વપ્નમાં મળશો નહીં. ૨

પરણી ગૃહસ્થાશ્રમ રચ્યો ઉપકાર એ જાણે કર્યો,
"પુરૂં કરે નહી કેમ મારૂં" એ નિશો અંતર ભર્યો;

મોટા ગણાવા કારણે નિત મરી મટે મમતા મહીં,
એ ગોમુખા નર વ્યાઘ્ર કોઈ સ્વપ્નમાં મળશો નહીં. ૩

હરનીશ જાળ પ્રપંચની અંતર વિશે ગુંથ્યા કરે,
નિરદોષ જીવનમાં હળાહળ ઝેર નાખીને ઠરે;
નિર્માલ્યતા ધારણ કરે નિજ લક્ષ્ય લાલચનું લહી,
એ ગોમુખા નર વ્યાઘ્ર કોઈ સ્વપ્નમાં મળશો નહીં. ૪

પરને સુખી નિરખી બળે નિત સ્વાર્થ અંધાપા વડે,
વ્યહવારનું ધોરણ નહીં ચારિત્ર્યમાં શોધ્યું જડે;
અણ હક્કનું ખાવા મળે તો જાય દોડી ચિત્ત ચહી,
એ ગોમુખા નર વ્યાઘ્ર કોઈ સ્વપ્નમાં મળશો નહીં. ૫

દેવું બજારે રાખતાં એ માગતાં માથું કુટે,
પતિ પત્નિ એક બીજાં પરસ્પર સ્વાર્થ કેં છુપો લુંટે;
ચુકે ન શંખ્યા ધાનની ચોરી શું એ જાયે કહી ?
એ ગોમુખા નર વ્યાઘ્ર કોઈ સ્વપ્નમાં મળશો નહીં. ૬

લુંટેલ જેનું ભાગ્યને કૂટેલ ગાત્ર લજામણાં,
દારિદ્રય દૂર થકીજ લે નિત વારી વારી ભામણાં;
સુઝે ન વેંત જમીન પામરતા પુરી પસરી રહી,
એ ગોમુખા નર વ્યાઘ્ર કોઈ સ્વપ્નમાં મળશો નહીં. ૭

શોભે નહીં તો શું મળે સત્કાર સ્નેહી સમાજમાં,
કુળની કુલીન વધૂ સહુ દેખી હસે કંઈ લાજમાં;
જીવતાં મુવા એ પ્રેત એવી જીંદગી જેણે વહી,
એ ગોમુખા નર વ્યાઘ્ર કોઈ સ્વપ્નમાં મળશો નહીં. ૮

કુવા ઉપર કદી જાય એ પાણી પીવા તો સૌ હસે,
અંત્યજ ગણી એના થકી અહીં તહીં તુરત આઘાં ખસે;
નિર્મળ સરોવર જળ ભર્યાં સુકાય એ જાયે તહીં,
એ ગોમુખા નર વ્યાઘ્ર કોદી સ્વપ્નમાં મળશો નહીં. ૯

સ્રી વૃંદમાં ફેરા ફરે જાણે ન નાનું મોટું છે,
શરમાય ના અંતર વળી દેખાય ના કૈં ખોટું છે;
ખાતાં મુખે ન ધરાય તો ખાવા ચહે નાકે જહીં,
એ ગોમુખા નર વ્યાઘ્ર કોદી સ્વપ્નમાં મળશો નહીં. ૧૦

એ ચોર પ્રભુના ઘર તણા ફીટકાર જીવન ગાળતા,
સ્વાશ્રય રૂપી કર્તવ્યને કહો શું હશે સંભાળતા?
નર ખર સમાન ગણાઈ એ થઇ જાય ભસ્મીભૂત કહીં
એ ગોમુખા નર વ્યાઘ્ર કોદી સ્વપ્નમાં મળશો નહીં. ૧૧

એ ધર્મ કર્મ તણા ચતુર્વિધ ઋણ શું ચુકવી શકે?
જ્યાં આપ્ત વર્ગ બળ્યા કરે લજ્જારૂપી ક્રૂર પાવકે;
જાણી શકયા નહીં જીંદગીમાં દુ:ખ શું ને શું દહીં?
એ ગોમુખા નર વ્યાઘ્ર કોદી સ્વપ્નમાં મળશો નહીં. ૧૨

---

## દયાનું દર્શન. ૧૧૦

પ્રભુના વિશ્વમંદિરે; દયાનો ઘંટ વાગે છે,
અને એ શબ્દની ધારા; દયાનો મંત્ર રેલે છે. ૧

દયામાં દિવ્ય શાન્તિની; પ્રતિમા ઈશ્વરી રૂપે,
મધુરા હાસ્યથી જગને; સદા આશીષ આપે છે. ૨

દયાની છાંયમાં દુઃખી; દિલાસો લઈ વિરામે છે,
દયા ખાનાર આત્માને; પ્રભુથી શ્રેષ્ઠ માને છે. ૩

દયા છે નિર્ગુણી માયા; વિભુતિ ઈશની સાચી,
દયાથી બ્રહ્મના પદમાં; થયા છે યોગીયો સ્થાયી. ૪

દયામાં વિશ્વકર્તાની; મધુરી પ્રેમની સુરખી,
દયાના દાન વીરોને; કરે છે મસ્ત ઉર્મિથી. ૫

દયાનું મીઠડું ઝરણું; જગતને શુદ્ધ કરવાને,
પ્રભુની ન્યાય દૃષ્ટીથી; વહે છે કષ્ટ હરવાને. ૬

દયાથી આત્મ સત્તાના; અધિકારી થવાયે છે,
અને એ યોગથી સર્વે; સ્વધર્મો ઓળખાયે છે. ૭

સ્વધર્મે ચાલતાં શ્રદ્ધા; નીતિ વિવેક વાધે છે,
અને વૈરાગ્ય ઓળખતાં, પ્રભુ પદ શ્રેષ્ઠ લાધે છે. ૮

જીવનનો એજ હેતુ છે; પ્રભુની એજ ઇચ્છા છે,
જગતના ન્યાયનું ધોરણ; શિખ્યા એની પરિક્ષા છે. ૯

દયાના સાર સિદ્ધાંતો; પ્રભુ અમને તું શિખવજે,
અમારા દોષ વિસારી; હૃદય કુમળું પ્રભુ કરજે. ૧૦

---

## અમારી ઝુંપડી. ૧૧૧

તમારા મ્હેલ મોટર કે; બગીચા બાલને બચ્ચાં,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૧

રૂપાળા હાર હીરાના; સુવર્ણે સ્નેહથી મઢીયા,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૨

ગળ્યાં મીઠાં તીખાં ખાટાં; પદારથ પાંચનાં ભોજન,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૩
પુનાના પાનની બીડી; મસાલા સર્વ પુરેલી,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૪
પલંગો પોઢવા સારૂ; સુંવાળી ગાદીઓ સાથે,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૫
ભલેને સ્વર્ગની રંભા; લજાયે તેવી હો પત્નિ,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૬
હજારો દાસ ને ગોલા; રખેવાળો કરે રક્ષા,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૭
સુગંધી સેન્ટ અતર ને; ભલે હો વીજળી પંખા,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૮
મુડી કે શેરનાં વ્યાજો; અગર માળા તણાં ભાડાં,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૯
અમુલાં માન કે હોદ્દા; મળે રાજા પ્રજામાંથી,
તમોને હો મુબારક તો; અમારી ઝુંપડી સારી. ૧૦
અમે નિર્દોષ જંગલનાં; તરૂનાં પત્ર પુષ્પોમાં,
નિરખીએ આત્મજ્યોતિ તો; અમારી ઝુંપડી સારી. ૧૧
મધુરાં પંખીના શબ્દો; સવારે સાંજરે વનમાં,
પ્રબોધે આત્મસૂત્રો તો; અમારી ઝુંપડી સારી. ૧૨
મળે જે ભાગ્ય યોગે તે; સ્વીકારી દિન નિર્ગમતાં,
અતૃપ્તી ના નડે તેથી; અમારી ઝુંપડી સારી. ૧૩

પ્રભુના એક સેવક થૈ; જગતને મારીએ ઝાડું,
કદી ના કોઈની પર્વા; અમારી ઝુંપડી સારી. ૧૪
અમારે મન માટી ને; કનકમાં ફેર નહીં ઝાઝો,
થશે સૌ આખરે માટી; અમારી ઝુંપડી સારી. ૧૫
જીવનમાં શાન્તિનું સ્વપ્નું; શ્રીમંતોને નવાઈ છે,
અમે તો લુંટીયે નિત્યે; અમારી ઝુંપડી સારી. ૧૬
ત્રિવિધી તાપના માટે; અમારી નિત્ય તૈયારી,
સુખોમાં ના ફસાયા તો; અમારી ઝુંપડી સારી. ૧૭
જીવનના દિવસો જાણે; અમારી એક યાત્રા છે,
વધે આસક્તિ ના તેથી; અમારી ઝુંપડી સારી. ૧૮
પ્રભુના નામને સ્મરતાં; પ્રભુના ગુણને ગાતાં,
દિવસ ને રાત્રિ વીતે તો; અમારી ઝુંપડી સારી. ૧૯
અમારાં નિત્યનાં કર્મો; પ્રભુ કેરી ખરી આજ્ઞા,
ગણી નિષ્કામ કરીએ તો; અમારી ઝુંપડી સારી. ૨૦
અમારા ભાગ્યની ચિંતા; પ્રભુના ચર્ણમાં સોંપી,
સદા નિશ્ચિંત રહીએ તો; અમારી ઝુંપડી સારી. ૨૧
સવારે છાણ માટીથી; લીંપેલા આંગણા વિશે,
અતિથી સૂર્ય આવે તો; અમારી ઝુંપડી સારી. ૨૨
ફુટેલી માટીની ઠીબમાં; ભરેલું પાણી પીવાને,
પશુ કે પંખી આવે તો; અમારી ઝુંપડી સારી. ૨૩
ભુલ્યા ચુક્યા પ્રવાસી કો; પ્રભુના દાસ થૈ અમને,
કરે જો દર્શનથી પાવન; અમારી ઝુંપડી સારી. ૨૪
રહે જો રાત વાસો એ; અમારૂં હિત જાણીને,
હૃદયની લ્હાણ લઈ દઈએ; અમારી ઝુંપડી સારી. ૨૫

અમારાં એ પિતા માતા; અમારો ધર્મ સમજાવે,
અમોને ભાળી રાચે તો; અમારી ઝુંપડી સારી. ૨૬
અમારી સુશ્રુષા સેવા; અધૂરી પૂર્ણ માનીને,
ધરે સંતોષ પોતે તો; અમારી ઝુંપડી સારી. ૨૭
વિધિના ચક્રમાં કોઈ; ક્રમાનુસાર પડીયે તો,
જનમ ને મર્ણથી મુક્તિ; અમારી ઝુંપડી સારી. ૨૮

---

## વડપણ. ૧૧૨

સુરંગના સુસવાટથી ડુંગર તણી શીલા ફુટે,
પછી ટાંકણાનો માર પ્રતિમા કારણે કેવો છુટે ?
પાલીસથી રંગાય તો લોકો પૂજે છે ભાવથી,
વિપદો વડી વેઠયા વિના વડપણ વૃથા મળતું નથી. ૧

ઢંઢોળતા સાગર તળાં છીપો જડે જીવ જોખમે,
ઉપચાર કરતાં કેટલાં મોતી મળે મનને ગમે;"
વિંધાય વિવેકે વળી કિંમત શકાયે તો કથી,
વિપદો વડી વેઠયા વિના વડપણ વૃથા મળતું નથી. ૨

માલિક કે પાલક થયા જો કોઈના કૈં કારણે,
દિન રાત મરી મટવું પડે તેના ભલાના ધોરણે;
આક્ષેપ ને ઉપાધિઓ વહેવી પડે બની સારથી,
વિપદો વડી વેઠયા વિના વડપણ વૃથા મળતું નથી. ૩

સુવર્ણ કેરા થાળમાં સામગ્રી જે જે આવતી,
જમવા જનોને જે રૂડી જુગતે વળી નિત ભાવતી;

સીજવું પડે છે તેમને કેવું પ્રથમ અંગારથી ?
વિપદો વડી વેઠયા વિના વડપણ વૃથા મળતું નથી. ૪
લઈ મરણ સુઠીમાં અને સંગ્રામમાં લડવું પડે,
વિધિયોગ પુરણ હોય ત્યારે વિજય મહા જુલમે જડે;
હોદ્દો મળે હાથી તણો ત્યારે ગણાયે મ્હારથી,
વિપદો વડી વેઠયા વિના વડપણ વૃથા મળતું નથી. ૫
દુનિયાં વિશે ડાહ્યા થવા ખમવા પડે છે ડામ બહુ,
અપમાન કે નિંદા નવી નિત સહન કરવાની સહુ;
સંસારના વ્યહુવાર રૂપી ઝુઝવું જુગારથી,
વિપદો વડી વેઠયા વિના વડપણ વૃથા મળતું નથી. ૬
ગુરુ બનીને શિષ્યના તનમન ધનોના ક્ષેમની,
સંભાળ સાચી સાચવી વળી ટાળવી મતિ વ્હેમની;
સંતોષથી ઉગારવા નિજ બિરદથી ભુભારથી,
વિપદો વડી વેઠયા વિના વડપણ વૃથા મળતું નથી. ૭
સ્વારથ તણા દઈ ભોગ સૌ પરમાર્થ વ્રત લેવું પડે,
આ લોક ને પરલોકના કલ્યાણના ધર્મો વડે;
જીવતાં ઉતારે ચામડું કુદરત કસોટી મારથી,
વિપદો વડી વેઠયા વિના વડપણ વૃથા મળતું નથી. ૮

---

## એ આર્યતેજ. ૧૧૩

શોષ્યા સમુદ્રો સાત મસ્ત અગસ્ત મહેરામણ નમ્યો,
પાળી પ્રતિજ્ઞા કડક પરશુરામ તાત ઉરે ગમ્યો;
શ્રી યાજ્ઞવલ્કય પ્રતાપથી ગાર્ગી જુઓ હારી ગઈ,
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૧

માર્યા મરે નહીં કંસ રાવણ કોઈથી કેમે કર્યા,
તે કૃષ્ણ રામે બળ વડે માર્યા મહામદના ભર્યા;
અણનમ પ્રતાપતણી પ્રશંસા અમર આજ બની રહી,
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૨

સ્ત્રી શૂદ્રનો અધિકાર જેના જીવન આદર્શો નર્યો,
બળ બુદ્ધિ તેજ પવિત્રતાનો જ્યાં ઈજારો છે ભર્યો;
જે ગૌરવે ગાજી રહેલાં ચૌદ બ્રહ્માંડો સહી,
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૩

વિદ્યા કળા વાણિજ્ય પુરૂષાર્થ જ્યાં ઉત્તમ હતાં,
જેના પુનિત પ્રભાવમાં સૌ લોક અંજાઈ જતાં;
એ ઉન્નતીની અવનતી રેરે કુસંપે બની ગઇ,
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૪

ગુરુ મટી ચેલા બન્યા ગુલામ માલિકના થયા,
ભુલ્યા પગથીયું એક ત્યાં બેહાલ આવા બની ગયા;
પેસી ગયું જે ઉંટ બકરૂં કાઢતાં ગત એ થઈ,
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૫

જ્યાં ન્યાય નીતિ તત્વ નાનાં બાળકો પણ સમજતાં,
નાની નજીવી ભુલ નવ કો રમત ગમતે વિસરતાં;
ક્ષાલન સહુ અપરાધનું કીધા વિના રહેતું નહીં,
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૬

આશ્રમ અવસ્થા યુક્ત વર્ણો ચાર સૌ જ્યાં પાળતા,
જ્યાં સ્વાર્થથી પરમાર્થને ઉત્તમ ગણી સંભાળતા;

સત્તા ઉપર જ્યાં શાણુપણુની છાપ વાગેલી રહી,
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૭

જ્યાં રંક રાય સમાન સૌના માર્ગમાં ચાલ્યા કરે,
સ્વપ્ને અહીત કરી કદિ નવ ચિત્તમાં કોઈ ઠરે;
ઇંડાં ટીટોડીનાં પચાવી ના શકયો જલધિ જહીં,
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૮

સ્થુળ સુક્ષ્મને કારણ ત્રયી પ્રવૃત્તિ સૌ નિષ્કામની,
કરતાં ધરાવે ભાવના અંતર વિશે આરામની;
આ લોકની પરલોકથી મન વાંચ્છના જેને રહી,
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૯

ધર્મે જીવન ધર્મે મરણ ધર્મે પરાભવ જે ચહે,
ખાતાં પીતાં ને બોલતાં પણ ધર્મ અંતરમાં લહે;
એ ધર્મની સંભાવના આજે ઉડી ક્યાં છે ગઈ !
એ આર્ય તેજ વિહીન તારી આ દશા ભારત થઈ. ૧૦

---

## પાપની પીછાણ. ૧૧૪

પુરૂં મળે પેટ ભરી ન ખાવા; છતાં શિખે દામ સુતો ઉડાવા,
જાણે ન સ્વપ્ને નિજ ધર્મ કેવો; પ્રભાવ એ પાપ તણો લહેવો. ૧
નિંદા મહીં દિવસ રાત જાયે; કંકાસ કુસંપ હંમેશ થાયે,
અને તમાસો કુ ભવાઇ જેવો; પ્રભાવ એ પાપ તણો લહેવો. ૨
કટારની ધાર સમાન વાણી; મુકે મુખે ના મરતાંય પાણી,
અનીતિનો માલ ગણેજ મેવો; પ્રભાવ એ પાપ તણો લહેવો. ૩

વિવેક લજ્જાજ દયા ન જાણે; દુઃખી પ્રતિ ક્રોધ વિશેષ આણે,
અતિથિ જાણે યમ દુત જેવો; પ્રભાવ એ પાપ તણો લહેવો. ૪

આચાર વિચાર કશો ન પાળે; વ્યસનો વડે કુમળી કાય બાળે,
લીધેલ પૈસો ગમતો ન દેવો; પ્રભાવ એ પાપ તણો લહેવો. ૫

વિશ્વાસુને ના હણતાંય લાજે; કરે કુકર્મો કુળને ન છાજે,
અગણિત જેના અંગે કુટેવો; પ્રભાવ એ પાપ તણો લહેવો. ૬

પ્રભુ તણું નામ મુખે ન આવે; પરમાર્થમાં જીભ નહીં હલાવે,
જારી જુગારે વળે પ્રસેવો; પ્રભાવ એ પાપ તણો લહેવો. ૭

પાડા પ્રમાણે વધી જેહ કાયા; ફુલાય મિથ્યા મનમાં "કમાયા,"
વહેવાર ઓજો જાણે ન હેવો; પ્રભાવ એ પાપ તણો લહેવો. ૮

---

## પુણ્યનાં લક્ષણ. ૧૧૫

ઉઠે પ્રેમથી જે પ્રભાતે સદાએ; વળી સ્નેહથી ઈશના ગુણ ગાયે,
ચહે સર્વ એની થવા ઓળખાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૧

સદાચારને સંપથી સ્નેહી સંગે; વસે વ્હાલથી સર્વદા જે ઉમંગે,
ગણે શત્રુએ જેહને પૂર્ણ શાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૨

મળે જેહના દ્વારમાં માન સાચું; વળે ના કદિ રંક શ્રીમંત પાછું,
અજાણ્યા છતાં પ્રેમ નેત્રે પિછાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૩

ભલે કોઇ માગે નહીં માગવાનું; છતાં ના કહે ના કદિ આપવાનું,
ડગે ના નીતિથી કદિ જો ફસાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૪

દુઃખીને દિલાસો ઉરે ચાંપી આપે; અને જો બને તો વળી કષ્ટ કાપે,
જુએ એક દ્રષ્ટે ભલે રંક રાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૫

વિવેકે વડાઈ રહે ના અછાની; ગણે સર્વ જેને ખરો દિલજાની,
ખીલે ગુણ જેના દુઃખે જ્યાં દબાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૬

મીઠી સત્ય ને શુદ્ધ હિતેચ્છુ વાણી; કરે જ્યાં કુટુંબીજનો નિત્ય લ્હાણી,
રહે ના વળી કોઈ એથી અજાણ્યો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૭

દયા ન્યાય શાન્તિ ક્ષમા ને તિતિક્ષા; પ્રીતિ સત્ય વૈરાગની જ્યાં પરીક્ષા,
નહીં રાગ જેને કમાણે ઠગાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૮

જીવે ત્યાં લગી સર્વનું હિત પ્રીછે; અનર્થો વળી જેહ સ્વપ્ને ન ઇચ્છે,
ધરે ધૈર્ય જો હોય દુઃખે ડુબાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૯

પુછે તેહને માર્ગ સીધો બતાવે; અભિમાન જે ઉરમાં ના ધરાવે,
કદિ પક્ષપાતે ન જાયે તણાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૧૦

દુભાવે નહિ કોઈનું દીલ પોતે; અને દુર્ગુણો અન્યના તે ન ગોતે,
તજે પારકા માલને લેખી પાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૧૧

વિના પત્ની બીજી બધી સ્ત્રી નકામી; ગણી ઇન્દ્રીયોનો બને જેહ સ્વામી,
જગે જન્મ જેનો યશસ્વી ગણાણો; નિશાની તમે પુણ્યની એજ જાણો. ૧૨

---

## મનને બોધ. ૧૧૬

ઇચ્છે સુખ તમામ ધામ ધનનું; સ્નેહી કુટુંબી વડે,
ને એના યત્નો મહીં જીવ સહુ; નિત્યે વળી આથડે;
કિન્તુ મર્ણ સુધી નહી કવણુની; આશા કદાપિ સરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૧

જ્યારે લાભ કંઇ તુંને વિધિ ક્રમે; થોડો ઘણો થાય છે,
ત્યારે તું પુરુષાર્થ વાદી બનતાં; અત્યંત ફુલાય છે;
આવે કાં ત્રિવિધી દુ:ખો તદપિએ; ઇચ્છા વિના તું પરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૨

તારી કોમળ કાય તું જતનથી; નિત્યે અરે જાળવે,
ને તેને હરનીશ તૃપ્ત કરવા; આયુષ્ય આચાળવે;
તોયે કાળ ક્રમે અચાનક પછી; શાને ભલા એ મરે ?
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૩

આવે સાકર દેખીને પલકમાં; જેવી રીતે કીડીયો,
તેવાં મિત્ર-સગાં સહોદર ગણે; સ્વાર્થે તુંને ભીડીઓ;
કિન્તુ આફતમાં તુંને તજી જતાં; કો દીન અશ્રુ ખરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૪

ખાંતેથી ખવડાવતાં ખીર અને; ખાજાં જલેબી પુરી,
તીખાં પાપડ સેવ શાક ભજીયાં; ચોળા વડી આકરી;
ગુંદા ને મરવા તણા રસ વડે; રસના શું કો દી ઠરે ?
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૫

દોરીથી જકડેલ કાષ્ટ પુતળી; નાચી કુદી સર્વને,
ખુશી ખુબ કરે અને નિરખીએ; લોકો તજે ગર્વને;
કિન્તુ સર્વ ક્રિયા કરે સુતરની; દોરી ગ્રહી જે ધરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૬

જો પેલી ઘડીયાલ છે; જડ છતાં ત્હેમાં ખુબી કેટલી ?
વાગી તુર્ત જણાવતી; નિયમથી વેળા થઇ જેટલી;

એવું છે વિધિએ ઘડયું જગતનું; જે ચક્ર તે ના ફરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૭

તું તારાં મન વાણી ને શરીરથી; જે થાય તે લે કરી,
કિન્તુ આખર થાકીને વદીશ કે; "વિધિ કરે તે ખરી;"
જ્ઞાની એ નિરધારને અનુસરી; આપત્તિથી ના ડરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૮

જેને પેટ ભરી મળી નવ શકે; ખાવા લુખું એકદા,
તેવાને પરિવાર દઈ અધિકને; ઈશ કરે આપદા;
એકે સંતતિ ના મળે ધનિકને; નારી ભલે સો વરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે. ૯

આવે વાદળ વ્યોમમાં અવનવાં; આષાઢમાં વૃષ્ટિનાં,
ને વરસે કરી ગર્જના વીજ અતિ; હૈડાં ઠરે સૃષ્ટીનાં;
કિન્તુ જો શ્રવણે પડે સિંહ તણા; એ ગર્જના તો મરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૧૦

પંથી જેમ પ્રવાસમાં નિકળતાં; વેળા ગુમાવે નહીં,
આવે ઉત્તમ સ્થાન જ્યાં સવડનાં; બ્હોળિવિધ રસ્તા મહીં;
તો તે નિજ મુકામમાં નિયમથી; નિશ્ચે જઈને ઠરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૧૧

જે આજે સરખું જણાય તુજને; કાલે નઠારૂં બને,
ને આજે નરસુંજ તે દિન જતાં; કેવું મઝાનું ગમે;
સત્યાસત્ય કળી શકાય ન એ; વૈરાગ્ય વિના ખરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૧૨

જો આ પ્રાણ વિરાજતા ઘટ વિશે; તો કાય આ છે ખરી,
કિન્તુ પ્રાણ ઉડી જતાં ઘટ થકી; કો દિન જાવું મરી;
તો ના ના અમથા કુટાઈ મરવું; એ દુઃખ શું કો હરે ?
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૧૩

આ સંસાર અસારમાં અચુકજે; આવે અધિકારીઓ,
તેણે તત્ત્વ તપાસીને ઉપરનો; સિદ્ધાંત પોકારીઓ;
એનો અર્થ વિચારવો નવ રૂચે; તો સિન્ધુ કયાંથી તરે ?
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૧૪

જેને સ્વાર્થ હતો નહીં જગતથી; કે તે ફસાવા કહે,
કિંવા હોય અસત્ય એ કથન તો; સુજ્ઞો ન રાખી રહે;
ઉંડા તર્ક વિચારતાં વિષય એ; ઉરે અરે ઉતરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૧૫

કો હું ને મમ કોણ એ હૃદયમાં; ઉંડું વિચાર્યું ઘટે,
ને એના અભ્યાસથી મતિ તણો; સિદ્ધાંત સર્વે પટે;
ત્યારે આત્મ સ્વરૂપને નિરખવા; વૃત્તિ ક્રિયા આદરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૧૬

આવ્યા આજ લગી અનેક અહીંયાં; ને આવશે કૈં વળી,
ને આયુષ્ય થતાં પરિપુરણ એ; જાશે જમીને મળી;
ગાશે કેવળ એક આ જગતમાં; લોકો સુકીર્તિ ખરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે ? ૧૭

જેવું સ્વપ્ન વિશે જણાય તુજને; ચારિત્ર્ય સાચું સહુ,
કિન્તુ આંખ ખુલી જતાં ન દિસતું; સ્વપ્ને હતું જે બહુ;

તેવી આ તકરાર છે જીવનમાં; જાદુઈ સ્વપ્ન પરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે? ૧૮

નાનું બાળક ના શકે ચરણથી; ચાલી જરા જ્યાં સુધી,
રાખે ભીતિ "રખે પડી જઈશ;" એ છુટું ફરે ત્યાં સુધી;
આપે એકજ આંગળી પકડવા; કો તો પછી ના ડરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે? ૧૯

થાશે જેમ થનાર ના રહી શકે; રોકયું જગે કોઈનું?
સ્વાર્થી હેત સરે કહિ જગતમાં; મામા અને ફોઈનું?
આવ્યું જ્યાં થકી જેહ તે જરૂર ત્યાં; જાશે ખરે આખરે,
એ માટે શિદને વૃથા મન અરે; કોટિ કુતર્કો કરે? ૨૦

---

## જુના જોડાતણો માર છે. ૧૧૭

સારૂં કામ કરવામાં સંકટો હજાર આવે,
ખોટાતણો ખલકમાં ઘણાઓને ખાર છે;
અનેકને અનુકુળ આવે તેવું કેમ બને?
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૧

હિતનું કહેવાય નહીં રીતમાં તો રહેવું પડે,
એવી પ્રીત સગાઓની સંભાળે શું સાર છે;
છતાં કાવાદાવા એવા કરવાના નિત હોય,
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૨

તેલમાં તળાય જેમ વડું તેમ વિંધાવાનું,
આનંદની ઓળખાણ નહીં પડનાર છે;

ભુલવણી ભાળતાં છુટાય સ્વપ્ને ન વળી,
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૩

મારૂં તારૂં માનવાના વિધવિધ ખોટા રંગ,
વૃથા છળ કપટનો ઉપાડવો ભાર છે;
વિચાર ને સાર નિજ ગજા થકી ઉલટ ત્યાં,
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૪

સાંધ્યા સાત હોય નહીં ત્યાં તો તુટે તેર તહીં,
ત્રિવિધીના તાપ શું કૈં અળગા થનાર છે; ?
છતાં પણ મન માને સુખ એ મુરખ કેવું ?
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૫

ચાલણીમાં છેદ એવાં કાણાં થાય કાળજાંને,
હડકાયા શ્વાન જેવી જીંદગી જનાર છે;
પણ પ્રાણ પાપીઓને પ્રપંચ લાગેજ મીઠો,
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૬

ત્રેવડ ન હોય છતાં તક પડે સાચવવી,
તન મન ધન અમુઝણે તપનાર છે;
ઠરવાનું ઠામ એક હરિતણું નામ સાચું,
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૭

અમીરી ફકીરી ભેદ ભાવના પ્રધાન ખરો,
છતાં સમાધાનતણો લેશ ક્યાં સ્વીકાર છે ?
માર માર થાતાં મરી જવાનું જરૂર કદિ,
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૮

એકના અનેક થાય અનેકનું એક નહીં,
અભિમાન કરવાનો કહો ક્યાં આધાર છે ?
છતાં ગુણ રૂપ સ્થિતિ શક્તિની બડાઇ વધે,
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૯

ગરીબાઈ રાખી તો તો ગાંડામાં ગણાવું પડે,
કડક થયા તો ખાસ ક્રૂર કહેનાર છે;
જેવા સાથે તેવું થયા વિના પળ ચાલે નહી,
જગતનો લ્હાવ જુના જોડા તણો માર છે. ૧૦

સમાધાન સેવીએ તો સુળી પર સુવું પડે,
નાહ્યા પછી નાગું કહો શું શું નિચોનાર છે ?
દયા કરી બળી રાજા વામને પાતાળ ચાંપ્યો,
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૧૧

રાહતના માટે રાહ જોનારા અનેક મળે,
પણ ખરા ટાંણે કોણ રાહત દેનાર છે ?
સ્વારથ સર્યો કે વૈર વાધતાં ન વાર પછી,
જગતનો લ્હાવ જુના જોડાતણો માર છે. ૧૨

---

## દુઃખીયાંનો પરિતાપ. ૧૧૮

વરસે મીઠા મેઘ; ઠરે તપેલી મેદની,
કાળજડાંની આગ; બાપુ તુજથી ના ઠરે. ૧

ગગને અભ્ર છવાય; જાણે દુશ્મન દળ ચઢયું,
હૃદય વિશે અંધકાર; દુઃખીયાંને એવો દીસે. ૨

વિજળીના ચમકાર; જાણે રસના કાળની,
માનવ આશ તરંગ; પલટે જેમ પળે પળે. ૩

વાય પવનનું પૂર; જુનાં ઝાડ તુટી પડે,
દુઃખીયાં કેરા શાપ; ઉથલાવે ઇન્દ્રાસનો. ૪

બોલે મોર રસાળ; ગિરિશૃંગે ઉંચે ઉડી,
આશ્વાસનના જેમ; મંત્રો વિશ્વ પિતા ભણે. ૫

થાય ગર્જના ઘોર; બ્રહ્માંડો જાણે તુટે,
વિપદ દિન ચકચૂર; થાશે એની શાખ દે. ૬

જળની રેલમછેલ; ભીંજે સારી મેદની,
દુઃખીયાંના પરિતાપ; ભીંજાયે ઉર બ્રહ્મનું. ૭

નદી સરોવર તીર; બોલે ડકડક દેડકાં,
એકલ પેટા જેમ ? નિંદા દુઃખીયાની કરે. ૮

થાય ચીકલ ચકચુર; રાહદારી લપસી પડે,
હસવું ને વળી હાણ; ગાલ વગાડે છોકરાં. ૯

રાગ મલાર ગવાય; ગોખ ઝરૂખા મેડીએ,
વળી હિંચોળા ખાટ; ભાગ્યવંત ભુવને ભલી. ૧૦

---

## જાવું ઠર્યું પણ આખરે. ૧૧૯

તન મન સુતા સુત માત દારા; મિત્ર વૃંદ સંબંધીઓ,
હરનીશ રહે હુકમે ઉભાં; દઈ સ્નેહની સુગંધીઓ;
સુખ ભાવતું વળી કનક પાત્રે; ખાદ્ય ખાતાં મન ઠરે,
સંપત્તિ સૌ મળી સ્વર્ગની; જાવું ઠર્યું પણ આખરે. ૧

રૂડા બગીચા બંગલા; સુખરૂપ મોટર ગાડીઓ,
ફળ ફુલ ને મેવા વડે; ભરપુર વિધ વિધ વાડીઓ;
નાટક સિનેમા નિરખતાં; અતિ હર્ષથી ઉર ઉભરે,
સંપત્તિ સૌ મળી સ્વર્ગની; જાવું ઠર્યું પણ આખરે. ૨

શરીરે લગાવી સેન્ટ અત્તર; નિત્ય પોશાકો ધરે,
જલસા અને મીજબાનીઓમાં; જર અતિશે વાપરે;
ધન મેળવે જ્યાં નોકરો; કયાંથી ઉરે ચિંતા અરે; ?
સંપત્તિ સૌ મળી સ્વર્ગની; જાવું ઠર્યું પણ આખરે. ૩

આવે નહીં કંઈ સાથ એ સૌ; ધર્મ વિના ધુળ છે,
પલટાઈ જાતાં વાર શું ? એ આખરે દુઃખ મુળ છે;
પરમાર્થ કીધો તેજ સાચો; વ્યર્થ બીજું છે ખરે,
સંપત્તિ સૌ મળી સ્વર્ગની; જાવું ઠર્યું પણ આખરે. ૪

જે. પી. થયા ભાષણ કર્યા; ને માન અદકું મેળવ્યું,
પણ વ્યર્થ એ સઘળું કદિ જો; હૃદયને નહીં કેળવ્યું,
આશા અને તૃષ્ણા ન ત્યાગી; તો કહો કયાંથી તરે, ?
સંપત્તિ સૌ મળી સ્વર્ગની; જાવું ઠર્યું પણ આખરે. ૫

સાક્ષર થયા મીલો ચલાવી; આગબોટો પણ કરી,
વળી જ્ઞાતિના બની શેઠીયા; શેઠાઈમાં જાતા મરી;
પણ ભાગ્યના એ વૈભવોથી; અર્થ શું સાચો સરે ?
સંપત્તિ સૌ મળી સ્વર્ગની; જાવું ઠર્યું પણ આખરે. ૬

સત્કર્મથી સુખ જે મળે; તે લાભ સહુને આપવો,
મન વચન કાયા દ્રવ્યથી; વળી ક્લેશ સૌનો કાપવો;

કિરતારના દરબારમાં; એ'ની કદર થાશે ખરે,
સંપત્તિ સૌ મળી સ્વર્ગની; જાવું ઠર્યું પણ આખરે. ૭

અવની વિશે અવતાર લઇ; પુરુષાર્થથી શોભે સહુ,
શૂરા શ્રીમંત ગુંણી દયાળુ; ન્યાયને દાતા બહુ;
એ ભાગ્યશાળી નામ કે દી; નાશ શું થાયે અરે ?
સંપત્તિ સૌ મળી સ્વર્ગની; જાવું ઠર્યું પણ આખરે. ૮

આ લોકના સત્કર્મથી; પરલોક પણ સુધરી શકે,
ને સ્વર્ગના દેવો વધાવે; વ્હાલના શુભ ઉમળકે;
સૌ અમર સંત સમાજમાં; ગણના થશે અમરાસરે,
સંપત્તિ સૌ મળી સ્વર્ગની; જાવું ઠર્યું પણ આખરે. ૯

## પાપ. ૧૨૦

જગતમાં પાપને લોકો; ભલેને તુત માની લે,
તુંને હું શિખ દઉં છું એ; ભયંકર ભૂત માની લે. ૧

સુખેથી બેસવા નહીં દે; કલેજું કોતરી ખાશે,
ઉપાધિ લાવશે તાણી; હૃદયના ટુકડા થાશે. ૨

અમીનો ઘુંટડો પીતાં; હળાહળ ખાસ મેળવશે,
પ્રકૃતિ શુદ્ધ પલટાવી; અનીતિ તંત્ર કેળવશે. ૩

સગાનો સ્નેહ તોડાવી; જગવશે દ્વેષ કુસંપે,
અકલ્પિત કલેશના જોરે; જીવાત્મા લેશ નહીં જંપે. ૪

સુગંધી પુષ્પની શૈયા; વિશે થૈ ખુંચશે કાંટા,
સરળતા સુખની તોડી; સુચવશે માર્ગમાં ફાંટા. ૫

પડે જ્યાં પાપનો પંજો; સિદ્ધિઓ જાય સૌ ચાલી,
ઉઘાડી આંખ જોતામાં; બને ભંડાર તો ખાલી. ૬

ઝપાટો પાપનો લાગે; ટકે ના કિરતિ મોટી,
સલામો સાત કરનારા; ઉડાવે વાત કૈં ખોટી. ૭

વિસારી ઉપકારો એ; તિરસ્કારોજ કરવાના,
નકામું જીવવું માની; ઇરાદા થાય મરવાના. ૮

---

## સમાધાન. ૧૨૧

રાત દિન રટણુ જ્યાં પ્રપંચ નિભાવવાનું,
રંક કે શ્રીમંત હોય ભલે નરનારીઓ;
મન માન્યું કરવામાં આવે અડચણુ ત્યારે,
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૧

આધિ વ્યાધિ ઉપાધિનો પહેરો રહે રાતદિન,
નવે ગ્રહ અનુક્રમે હોય અધિકારીઓ;
સગાં વળી શત્રુતાની ગરજ પહોંચાડે ત્યારે,
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૨

નિત નિત નડતર નવાં નવાં આવી મળે,
નિમેષનો અનુભવ થાય નર્ક બારીઓ;
ચતુર્વિધ ઋણુ કળિ કાળમાં ફેડાય કેમ ?
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૩

હળાહળ ખાન પાન કંટકની શૈયા જેમ,
શ્વાન હડકાયા જેવું જીવવાની વારીઓ;

દુ:ખાગારે ડુબી મરવાનો ભય ભારે માથે,
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૪

કાગ તણો વાઘ થાય વાત હોય નજીવી ત્યાં,
સત્ય શું શોધાય હોય જુઠ્ઠાણાની વારીઓ;
ગમાર ગણાઈ માર મફતનો ખાવો પડે,
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૫

જ્ઞાન કે વૈરાગ્ય શોધ્યાં જડે નહીં ત્યાગીઓમાં,
નવાં નવાં સુખ માટે તેમની તૈયારીઓ;
દાખલો દેવાય ક્યાંથી તિતિક્ષાનો તેવે ટાણે ?
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૬

કનક ને કાન્તા તણો મોહ છોડવા દે શિખ,
પણ તેજ વસ્તુ તણા પોતે તો ભિખારીઓ;
"પોથીમાંનાં રીંગણાં" આચારને વિચારે માને,
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૭

અહંકાર તણી ઓળખાણ એ કરાવે છતાં,
પોતામાં ભરેલ હોય તેની તો અંગારીઓ;
પ્રવૃત્તિમાં પળે પળે જોનારા એ શકે જાણી,
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૮

પતાસું આપીને ફોસલાવે હેમ કડલીયું,
બાળક કનેથી કોઇ કુટિલ જુગારીઓ;
તેના જેવો ખેલ જ્યાં ત્યાં જણાયે આ જગતમાં,
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૯

સંત કે સંન્યાસી હોય ધિંગા ધર્મ ગુરૂ હોય,
ગર્જતી ગૌરવે નિત જેમની અટારીઓ;
સુખ ને સંપત્તિ તણો ઇજારો શું હોય લીધો ?
સમાધાન સાચવે શી રીતથી સંસારીઓ ? ૧૦

---

## સૂર્યોદય. ૧૨૨

ઉગમતા દિનકરનાં લઈએ વારણાં,
અજવાળાં સૌભાગ્ય તણાં રેલાય જો;
વિશ્વમંદિરે કીર્તિ કળશ સોહામણો,
તેજ પુંજ કિર્ણોં કૈં ઝળહળ થાય જો......ઉગમતા

પાવન કરવા પામર જનનાં આંગણાં,
સંત તિરથનાં જેમ વધારે માનજો;
પરિમળ ફોરે પુષ્પ ગંધ જેવાં જગે,
તેવું જગવે તું પણ અમમાં તાનજો......ઉગમતા

જીવ જીવનના જન્માંતરનો ભોમિયો,
સાક્ષી રૂપે અંતરમાં આભાસ જો;
પૂરણ બ્રહ્મનું અમર પારખું પામવા,
પથિક પ્રબોધન તુંજ શિખવતો ખાસજો......ઉગમતા

કિરણાવળીમાં અમરાનંદ અમોઘ તું,
વરસાવે વિદ્યુતનાં જેવાં તેજ જો;
ગહન ગતિ કંઈ કાળ તણી છે કારમી,
અગમ્ય એ અધ્યાસ શિખાયે સ્હેજ જો......ઉગમતા

વિધ વિધ રંગે રંગે છે આ સૃષ્ટિને,
તેવી રીતે અમ અંતર રંગાય જો;
તિમિર ટળે સૌ ત્રિભુવનના અજ્ઞાનનું,
તો તો જીવન સ્હેજે સફળ જ થાય જો......ઉગમતા

---

## વેણુ. ૧૨૩

મોહન તારી મોરલીએ ઘેલી બની,
મન મંદિરીયાં જાણે કેમ લુંટાય જો ?
જેમ દરિદ્રી ભટકે ભાગ્ય સુધારવા;
તાલાવેલી તેવી મુજને થાય જો,
પ્રેમસુરો ઉર ઉરમાં વેણુ પુરતી. ૧

ત્રિભુવન તારણ મંત્ર મને એ લાગતો,
ઉર ગુહામાં ઉઠે એ પડકાર જો;
ધોમ ધખ્યા વનમાં સર વિંધ્યું પંખીડું,
પ્રેમ ભર્યો છેલ્લો કરતું કિલકાર જો,
પ્રેમ સુરો ઉર ઉરમાં વેણુ પુરતી. ૨

ઝડીઓ વરસે ગગન ધરેથી મેઘની,
રંગીત ચીર જો ચતુરાનાં ભિંજાય જો;
દિલનાં દરપણ એમ અમારા વાલીડા,
રસ ભીનાં આ રંગે આજે થાય જો.
પ્રેમ સુરો પાંસળીયે વેણુ પુરતી. ૩

બ્રહ્મનાદમાં યોગી જીવન વિરમે,
અનુભવે એ કેવો અખંડાનંદજો?
મુરલિના કણ છાંટયા એવા મોહને,
દરશન સૂનાં જીવન જાણે મંદજો;
પ્રેમ સુરો પાંસળીયે વેણુ પુરતી. ૪

---

## વાણી. ૧૨૪

સખી વાણી મધુરી બોલીએ રસ રેલાવા,
જ્યમ દૂધમાં સાકર ઘોળીએ રસ રેલાવા. ૧

સખી પરિમળ રેલે કેવડો રસ રેલાવા,
વન શોભાનો વિસ્તાર જ્યમ રસ રેલાવા. ૨

જગ વાડી કુંજે કોકિલા રસ રેલાવા,
વન મંદિર ટહુકે ગાજતા રસ રેલાવા. ૩

જ્યમ સાગર છોળે ઘુઘવે રસ રેલાવા,
જગ જુની લ્હેરે મલપતો રસ રેલાવા. ૪

વરસે કંઈ અમૃત ઝાપટાં રસ રેલાવા;
તરબોળ કરે જન દિલડાં રસ રેલાવા. ૫

જ્યમ માતા અંકે બાલુડાં રસ રેલાવા;
મરકલડે નચવે આંખડી રસ રેલાવા. ૬

અજવાળાં ઢાળે ચંદ્રમા રસ રેલાવા;
મૃતપ્રાય રસિક ફુલાય એ રસ રેલાવા. ૭

સખી જેમ કુવારે હુંસલાં રસ રેલાવા;
કલ્લોલ કરે ઉર ઉછળે રસ રેલાવા. ૮

સંસાર તણો સત્કાર એ રસ રેલાવા;
આંગણીયાં એમ સુહાય એ રસ રેલાવા. ૯

---

## ઝીલણું. ૧૨૫

છલકે નીર સરોવર સહીયર મીઠડાં,
લ્હેરખડાં લે લલનાનાં જ્યમ ઉરજો,
સ્નાન ક્રીડા કરવાને હઈડાં ઉલટે;
દેવ મધુરાં અંતર ઉમંગે પુરજો.
રસ બસ ઝીલણું ચાલો સહીયર ઝીલીયે. ૧

માન સરોવર રઢીયાળાં રંગે ભર્યાં,
રસભીનાં જ્યમ સાહેલીનાં વૃંદજો;
પ્રણય બ્રહ્મશું સંત તિરથ એ આપણું,
ગગન નિધિમાં જેવો ઝીલે ચંદજો.
રસ બસ ઝીલણું ચાલો સહીયર ઝીલીયે. ૨

આદરના સંદેશા કેરાં છાંટણાં,
પ્રેમ ઉમળકે છાંટી કરશું ખેલજો;
સ્વર્ગ કુંજની પરિયો પણ ઝાંખી પડે,
મેઘ લીયે વાદળીયોની જ્યમ સ્હેલજો.
રસ બસ ઝીલણું ચાલો સહીયર ઝીલીયે. ૩

આત્મ સંઘનાં આંદોલન ઉર્મિ ભર્યાં
દિનકર કિરણાવલીમાં ઝીલે જેમજો;
ડોલે પોયણીઓ ઘેલી ગર્વે બની,
લાલિત લહેરે ડોલીશું સખી એમજો.
રસ બસ ઝીલણું ચાલો સહીયર ઝીલીયે. ૪

---

## ખેપીયો. ૧૨૬

અમર પંથનો પડકારે છે ખેપીયો,
વિશ્વપતિનું છેલ્લું લાવ્યો કેણજો;
જીવન યાતના આજે સૌ અટપી લઇ,
અગમ્ય દેશે વિંધાશે હૃય નેણજો;
અમર પંથનો પડકારે છે ખેપીયો. ૧

કાળાં ધોળાં કોટી હોય ભલે કર્યાં,
મીન મેષ ના એમાં કંઈએ થાય જો;
જે જે બાંધ્યાં પાપ પુણ્યનાં પોટલાં,
તે ઉપાડ્યા વિના શું ઉપાયજો ?
અમર પંથનો પડકારે છે ખેપીયો. ૨

વંદ્યા નિંદ્યા મારૂં તારૂં માનીને,
દેવ અને દાનવનો ભુલી ભેદજો;
દયાતત્વ વિસાર્યું સ્વારથ કારણે,
નિર્દોષોને દીધો કેવળ છેહજો;
અમર પંથનો પડકારે છે ખેપીયો. ૩

કાળ પ્રમાણુ વિશેષ ગયું સ્વપ્ને વહી,
માગી અવધ મળે ના ભાઈ લગારજો;
પાય પસારી રે ! ખાલી હાથે જવું,
ખાવો પડશે યમદુત કેરો મારજો;
અમર પંથનો પડકારે છે ખેપીયો. ૪

પામરતા જાણીને પ્રભુ પંપાળશો,
માનવ સામું જોવા ના કૈં હોયજો;
દિન વત્સલતા તારી તું ઉરે સ્મરી,
દુઃખીયાંનાં આંસું તુ ઈશ્વર લ્હોયજો;
અમર પંથનો પડકારે છે ખેપીયો. ૫

---

## હિંડોળો. ૧૨૭

સખી સૃષ્ટિની ડાળીએ ને સંયમની વૃક્ષ ડાળે
કલ્પના હિંડોળો બાંધ્યો હેતથી (૨)
અલ્પ લ્હાણુ હોંસથી ઉલેચ'તી (૨)......હો સખી

ઉંડી ઉંડી વાસનાનો ભોગી રસાત્મા ત્યાં
રસિકાશી રસ પાંખે ઝુલતો (૨)
વિધ વિધ સ્વપ્ન દશ્ય ભુલતો (૨)......હો સખી

ગેબી વાતોનો એ યુગ યુગ ભોમીયો
પાપણોની પલકારે હર્ષતો (૨)
હઇડાંના હેત રૂપે વર્ષતો (૨)......હો સખી

જ્યોતિશ્યાં તેજ એનાં ઝળહળે જરાક ત્યાં તો
બીડેલાં ઉર ખાંતે ખુલતાં (૨)
સજની સજોડ બની ઝુલતાં (૨).....હો સખી

ધુપ છાંયશી આનંદની એ રૂડી સંજીવની વિશ્વમાં
મીઠી મીઠી બ્રહ્મ લ્હાણુ પાંખડી (૨)
અવલોકી ઠરે સખી આંખડી (૨).....હો સખી

---

## સૃષ્ટિ સેવા. ૧૨૮

જડ ચેતને જગ આ કર્યું નિરમાણ જે દેખાય છે,
તે સર્વમાં પ્રેરક પ્રભુનું તત્ત્વ કંઈ પરખાય છે;
સેવા અહોનિશ એહની કરવા ચહે અંતર સ્મરી,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૧

સેવા તણા ઉચ્ચાશયો સહુ સ્નેહ મંત્રોથી ભર્યા,
આશીષના સંદેશ છુપા મધુર એમાં છે ઠર્યા;
સૌ પૂજ્ય પૂજક ભાવની આખ્યાયિકા ઉરે ધરી,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૨

જ્યાં દિસે ચૈતન્ય ત્યાં ચૈતન્ય જડવત થઈ રહે,
અદ્‌ભૂત એ આનંદની આલોચના કવિ શું કહે ?
જીવન તણી મુક્તિ અને આ જગતમાં મુક્તિ ખરી,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૩

દીનતા દયાના તત્ત્વથી કેવું અમર પદ પામીએ,
પ્રભુતા પૂરણ જગની પુનીત નિત આત્મ ભાવે વિરમીએ;
દેહાન્તના સિદ્ધાન્તમાં આજ્ઞાંકિતા રહે તરવરી,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૪

અધિકાર એ સ્વર્ગે નથી જડતો ઉપાયો બહુ કરે,
આ મનુષ્ય યોનીની અરે એથી જ ઉત્તમતા ઠરે;
અગણિત જન્મોનાં અનુપમ પુણ્ય કર્મો સંઘરી,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૫

આભાસ ચિદાકાશનો સૌ ભેદ વિધ વિધ શિખવે,
ત્યાં પૂજ્ય પૂજક હેતુની સાચી પ્રતીતિ ઉદ્ભવે;
અમરાપુરીના સુખનો સહુ મોહ જાયે ઉતરી,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૬

તૃપ્તી નિરંતર પુણ્યના ઉત્સવ ઉજવવામાં મળે,
ને એ અનુભવથી વળી અહંકાર અંતરનો ગળે;
સામાન્યતા સહુ વાતમાં સ્વીકરાય સિદ્ધાંતો કરી,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૭

એ વિભૂતિઓ ઈશ્વર તણી આલોક ને પરલોકમાં,
આકીનની આધીનતા જગવે જીવનરૂપ શ્લોકમાં;
કર્તવ્ય કેરી ભૂમિકા ચારિત્ર્યથી દે ચીતરી,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૮

સન્માનનાં સંકીર્તનો એ યુગ યુગો પછી ઉતરે,
ને નવલ રત્નો શોભતાં સંસર્ગ પીઠિકા ઉપરે;

ચલવે પ્રણાલિકા પરમ એ શ્રેણીનાં સૂત્રો ધરી,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૯

એ મ્હાનુભાવોની મહત્તા વંદીએ વિનયે કરી,
એ આર્યની ઓજસ્વિતા વળી પૂજીયે પ્રીતિધરી;
એ ધન્યતાનાં ધવલમંગળ ગજવજો નિત શ્રીહરિ,
એ આર્ય આદર્શો શિખે દેવાંશીઓ અહીં અવતરી. ૧૦

---

કેવાં કર્મ? કઠોર કૈં કણબી કે કાપું કરી કાતરે,
ખેડ્યાં ખેતર ખુબીને ખટકથી ખાંતે ખુપી ખાતરે;
ગુંચવણી ગોતે ગુંણી ગરજથી ગોખી ગુણાકારને,
ઘીનાં ઘેબરથી ઘણાં ઘણુઘણે ઘોડાર ઘેલાં ઘરે.

---

## દેવળમાં દેવ. ૧૨૯

જડ ચેતને જગ છે ભર્યું જ્યાં જ્યાં જુઓ ત્યાં ઇશ છે,
પરખાય આપણુને નહિ તે પૂર્વનાં કિલ્બીશ છે;
હડીઓ કરે હરી નવ મળે એ મંત્ર સદ્‌ગુરૂએ કહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો? ૧

પુજા કરો દરરોજ ખાસાં સ્તોત્રને સાહિત્યથી,
શણુગાર હીરા મોતીના નિત્યે કરો ભલી રીતથી;
પણુ શી રીતે ઈશ્વર રીઝે? એ સાર શું લક્ષે લહ્યો?
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો? ૨

મૂર્તિ રૂપે માનો તમે મૂર્તિ સુજબ ફળ આપતો,
પણુ સર્વ વ્યાપક શક્તિનો અનુભવ પ્રત્યક્ષ નથી થતો;

ઉપચાર ઉપલકમાં વૃથા સહુ કાળ જીવનનો ગયો,
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો ? ૩

આપ્યો અગસ્ત્યે વાયદો કલ્યાણ ક્યારે થાય એ ?
શું લક્ષ ચોરાસીતણો ફેરો છુટી કંઇ જાય એ ?
રે દુઃખના દાવાનળે દિન રાત દેહ રહે દહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો ? ૪

પરહેજ વિણ આજારીને ગુણ શું કરે ઔષધ કદી,
તરતાં શિખ્યા વિણ તુંબડે શું તરવી છે સાદી નદી ?
ભવસાગરે બહુ ભટકતાં જો માર કેવો છે સહ્યો;
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો ? ૫

ઓળખ વિના શું કામ કોદી કોઇ કોનું કરી રહે ?
અધિકાર વિણ ઓળખ કદી શું સહજમાં અંતર ટકે ?
એ તત્ત્વને તોળી તપાસી ચિત્તમાં શું છે ચહ્યો ?
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો ? ૬

તન મન ધને બાહ્યાંતરે કર્તવ્ય સંભાળ્યું હશે,
તો તો કદી માલીકની કરુણા નકી તમપર થશે;
શિર કાપી સોંપ્યું હોય તો વિશ્વાસ શું જાયે વહ્યો ?
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો ? ૭

એ વિશ્વના વ્યવસાયને નિયમિત જાળવવા મથે,
ભુલે ચુકે તેને વળી શાસન કરી દોરે પથે;
સાકાર નીરાકારમાં ચિદરૂપ શાસ્ત્રોએ કહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો ? ૮

નીતિ મૂકે તેની જગે સંપૂર્ણ આભડ છેટ છે,
માળા તિલક છાપાં અને ઉપવીત પાપી પેટ છે;
ઘર ઉંબરામાં તિરથ સહુએ ભેદ સંતોએ લહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો ? ૯

આશ્રમ સ્થિતિ ને શક્તિ સાનુકુળ દેશ પ્રમાણથી,
કર્તવ્ય ચુકાયે નહિ નિઃસ્વાર્થ કેરી જાણથી;
દુભાય નવ દિલ કોઈનું હક્ક એ જ હિમ્મતનો કહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો ? ૧૦

ભંડાર લક્ષ્મીના ભર્યા ઉપભોગ હરીના નામથી,
પ્રભુ એથી શું ઉંઘતા હશે મંદિરમાં આરામથી ?
દિન રાતની ચર્યા તણો જે નિત્ય છે દ્રષ્ટા રહ્યો;
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો ? ૧૧

જે ધર્મના બ્હાને હજારો ઢોંગ સાચવતા હશે,
તો શ્રેય શું એમાં પછી એ લોકનું કદીએ થશે ?
નથી રાજ પોપાબાઈનું હિસાબ શું કંઈ છે ગયો ?
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો ? ૧૨

સાંખી શકે સર્જન નહિ તો ઈશ છે કંઈ આંધળો ?
એ ઓળખે પળવારમાં કાબેલ થઈ જો નીકળો,
કિરતારને ઠગનાર કો નિરમાણ ક્યાં હજુ છે થયો ?
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો ? ૧૩

હેતુ હતો સાદો સરળ તે પૂર્ણ પલટાયો દીસે,
કંઈ કાગ કેરો વાઘ આજે છે થયો દેવળ વિષે;

પડી ધુળ એના મુખમાં શર્ણું પ્રભુ જો ના લહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો? ૧૪

બાથે ભરી બળ જબરીએ દેવળ વિષે દાખલ થયા,
કીરતન ભજન કીધાં કદી ભવપાર શું ઉતરી ગયા?
શા કારણે સત્યાગ્રહો કરવા પડે ભ્રમ કાં થયો?
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો? ૧૫

પાષાણ કે ધાતુ તણી શું મૂર્તિ એમજ રીઝતી?
આ ઘેલછા ધર્માંધની વિપરીત શાને થઇ મતિ?
કુસંપ એક બીજા વિશે કરવા નથી અવસર રહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો? ૧૬

અધવચ જુઓ લટકી રહ્યો ત્રિશંકુ એ ગતિ થાય નાહ,
સંભાળવા સારી રીતે એ દાખલો આપ્યો અહીં;
મજબુત સ્પર્શાસ્પર્શનો કિલ્લો શું એમ તુટી ગયો?
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો? ૧૭

ભકતો થયા તમ જાતમાં એ માર્ગ શું લીધો તમે?
મળવા જવાનું મન વિના કઈ વાતથી કોને ગમે?
છે માર્ગ એ દુરાગ્રહી વિચાર કંઈ મનમાં થયો?
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો? ૧૮

ભક્તિ વિના મુક્તિ નથી પણ ભક્તિ દેવળ બહાર છે,
સહુ જીવપર ઉપકાર પ્રીતિ એજ ભક્તિ સાર છે;
પ્રભુને નથી ગમતું બીજું એ ભેદ શું લક્ષે લહ્યો?
શું દેવ દેવળમાં હશે બંધાઈને બેસી રહ્યો? ૧૯

હડતાળ પાડે હાથ પગ કે કેમ મ્હોડું ખાય છે,
દિન રાત ધંધો કુટતાં બહુ કષ્ટ અમને થાય છે;
ઉપવાસ પણ મ્હોડું કરે તો ત્રાસ શું જાયે સહ્યો ?
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો ? ૨૦

અત્તર લગાડો જીભને કે દુધ રેડો નાકમાં,
અનુભવ વડે લ્યો પારખી કયાં જોવું છે ચાર્વાકમાં;
કેવો તમાસો થાય છે ? સંક્ષિપ્તમાં એ છે કહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો ? ૨૧

સત સંગતિ ઉપાસના પછી જ્ઞાન કે મુક્તિ મળે,
અભ્યાસ એકજ વર્ષમાં શું કોઇથી સર્વે ફળે !
અહીં મૃત્યુને માની પરિક્ષા શું ઇલાજ તહીં રહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો ? ૨૨

સૃષ્ટી રચી સર્વેશ્વરે બીજો પરિક્ષા શું લહે ?
ધોરણ પ્રમાણે જન્મનો અધિકાર એ ન્યાયે કહે;
એકજ જનમમાં કેટલા અનુભવ તણો બોજો વહ્યો ?
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો ? ૨૩

જ્યાં લાગવગ કોની નથી તલભાર કદીએ ચાલતી,
જ્યાં ઝાડની ડાળી વળી આજ્ઞા વિના નથી હાલતી;
ત્યાં ફંદ શું ફાવી શકે ? છે ન્યાય કંઇ મનમાં લહ્યો ?
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો ? ૨૪

મિથ્યા મતાંતરના વૃથા ઝઘડા જગાવે શું વળે ?
પરિબ્રહ્મ સચરાચર પ્રભુ શું એમ દેવળમાં મળે ?

ઉપહાસ્ય થાયે ધર્મનું સદ્બોધ એ માટે કહ્યો,
શું દેવ દેવળમાં હશે બંધાઇને બેસી રહ્યો ? ૨૫

---

## ચેતન શૂન્ય જીવન. ૧૩૦

પ્રભવે નહિ સ્વપ્ન વિષે ધખની,
કદી માનવ શક્તિ પ્રમોદન જે;
મુખ ઉપર તેજ નિઃસંશય ના,
નર ચેતન શૂન્ય શું જીવન છે ? ૧

મન બંધન રૂપ બની ઝુરતું,
સમજાય સમીપ ન સાન્ત્વન છે;
કુળ ગૌરવ જેમ ભુંસાઈ ગયું,
નર ચેતન શૂન્ય શું જીવન છે ? ૨

ભડકે ભય નામ સુણી ઉંઘમાં,
અધિકાર અરે સુખ ભાજન છે;
બદલાય ન સિદ્ધ સ્વભાવ જુનો,
નર ચેતન શૂન્ય શું જીવન છે ? ૩

સુખ આશ તણા બહુ દુર્ગ રચે,
પણ દિવ્ય ઝનુનનું ક્ષાલન છે;
મૃતપ્રાય ન માંખ ઉરાડી શકે,
નર ચેતન શૂન્ય શું જીવન છે ? ૪

મગરૂરપણું મન મોટું ધરે,
પણ માન મળે નહિ ક્યાં જવલે;

પ્રગતી યુગની શું પિછાણુ પડે,
નર ચેતન શૂન્ય શું જીવન છે? ૫
સચવાય શું ટેક શહુર વિના,
અવિરામ શું સંયમ પાવન છે?
ચગદાઈ મરે ચતુરાઇ વિના,
નર ચેતન શૂન્ય શું જીવન છે? ૬
નવ મારગ વેંતની સુઝ પડે,
વ્યવહાર તણું શું પ્રલોભન છે!
રૂડું સાંખી શકે ન સહોદરનું,
નર ચેતન શૂન્ય શું જીવન છે? ૭
કકળાટ ટળે ન કમાઇ તણો,
ઉર ઉગ્ર સદાય હુતાશન છે;
કરવા કંઇ પ્રાક્રમ ના બનતું,
નર ચેતન શૂન્ય શું જીવન છે? ૮
નિજ સ્વારથ વ્યૂહ તણા શિખરે,
અનુચિત અનર્થનું સ્થાપન છે;
સ્થિતિ સ્થાપક ગુણ ગ્રહીજ રહે,
નર ચેતન શૂન્ય શું જીવન છે? ૯
મનુ જન્મ અમુલ્ય ગણાય જગે,
પણ ધર્મનું ક્યાં પ્રતિપાલન છે?
નવરંગ સુસંસ્કૃતિનો ન ચ્હડે;
નર ચેતન શૂન્ય શું જીવન છે? ૧૦

---

# પાણી પીને ઘર ન પુછાય. ૧૩૧

ધાર્મિક સિદ્ધાંતો તણું પુનીત ધોરણ અનુસરી,
કુળવાન કન્યા લગ્ન વિધિએ દેવ સાક્ષીથી વરી;
સહકારના સ્વિકારનો ઈન્કાર પછી જો હું કરૂં,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૧

અધિકાર શું અર્ધાંગનાનો? નવ શકયા જાણી જરી,
શું શું પ્રતિજ્ઞા સ્નેહની વળી સપ્તપદીમાં ઉચરી?
પ્રણીપત્ય એ પૂર્વજ તણું હું કેમ કરીને વિસરૂં?
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૨

જે ક્ષુલ્લક દોષો દ્રષ્ટીએ દિન રાત દેખાયે સહુ,
તે વાત અંતર રાખીને જો કપટ ભાવે હું રહું;
રાજી રહે શું ઈશ એથી? મારૂં કે કદી હું મરૂં,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૩

ભુલતા નથી શું આપણે? એ સુનીતિ સ્મરવી ઘટે,
આ લગ્ન ગ્રંથીના તુટે લખી રાખવું અંતર પટે;
પ્રારબ્ધ બદલાતું નથી જો વાંકું કે કદી પાધરૂં,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૪

સંયમ તિતિક્ષા સાચવી સુખ દુઃખ સર્વે સોષવું,
પ્રભુતા પ્રણયની ઓળખી તનમન ધને નિત પોષવું;
બ્રહ્માદિકે છોડયું નથી સંસાર રૂપી ધુંસરૂં,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૫

બળબુદ્ધિથી ક્રૂર વાઘ વરૂ નર સ્હેજ સ્વાધીન કરી શકે,
મહત્તા કમી શું માનવીની ચિત્ત ચેતન જ્યાં ટકે;
પુરૂષાર્થ કંઈ ઈશ્વર કૃપા કંઈ મેળ એ ભાવી ઠર્યું,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૬

વિનિયોગ એના સ્વાર્થનો નથી ભિન્ન એક બીજા તણો,
સંકેત એ સમજાય ઉંડો ફાયદો તો તો ઘણો;
સારૂં થવાનું હોય ત્યારે શહાણપણ એ વાપરૂં,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૭

આલ્હાદ દંપતિ જીવનનો આત્મીક લગ્ને સાંપડે,
એ પ્રણય શાસ્ત્રાભ્યાસીઓ જુગતે જગે કયાંથી જડે?
કિરતારની એ દિવ્ય કૃતિનું સુસ્મરણ હું શું કરૂં?
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૮

આસક્તિને સંતોષવી એ પશુપણું કહેવાય છે,
વપુ ક્ષીણ થાતાં ક્ષણ મહીં સહુ મોહ ઉતરી જાય છે;
શ્રેષ્ઠત્વ એમાં શું રહ્યું? લોકો હસે કુલ્યો ફરૂં,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૯

ધિંગો ધણી માથે છતાં આંસુ ન જો સુકાય તો,
ધિક્કાર એ ધણી પદ લીધું પછી કોની શર્ણે જાય તો;
દીધેલ કન્યા દાનમાં જે પ્રભુ તણું છે પાંખરૂં,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૧૦

દાસત્વ રૂપે કામ લેતાં કદર કદી જો નવ કરી,
દારિદ્રતા આવી નડે કોપે વળી શિરે હરી;

સન્માનતાં સન્નારીઓને લક્ષ્મી દે છે નોતરૂં,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૧૧

ગુણ દોષની આલોચના અનુભવ વડે શિખાય છે,
તો ભોજ્ય ભોક્તા ઉભયની ચીદ્દરૂપતા થઈ જાય છે;
એ સ્વર્ગ સુખ ઉત્તમ જગે જે બ્રહ્મપદથી નિતર્યું,
પાણી પીને ઘર પુછવું એ ન્યાય કહેશે કો ખરૂં? ૧૨

---

## ધણી સામે ધિંગાણું. ૧૩૨

મા બાપને સાચા સહોદર ત્યાગી આવ્યાં સાસરે,
આનંદના ઉદ્યાનમાં સુખ માણશું નિત્યે ખરે;
મન માનતાં કપડાં ઘરાણાં અંગથી કયમ ઉતરે?
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૧

અધિકાર સરખો ઉભયનો એ શાસ્ત્ર પોકારી કહે,
આ યુગ છે સ્વાતંત્ર્યનો ફાંકો તમારો નહિ રહે;
શિક્ષિત દંપતિ જોડલાં કેવાં જગે છુટથી ફરે!
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૨

ઘર કામ કંઈએ કયમ બને? લુંડી નથી લાવ્યા અરે,
ચીજ વસ્તુ વિધવિધ ખરીદવા પૈસા ન શું કંઈ વાપરે?
મંગાવી મોટર આપજો નહિ ચાલશે હા ના કરે,
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૩

કરકસર કરીએ કેટલી? એની કદર તમને કશી?
અમ કોડ પુરવા અંતરે નથી ભાવના કોદી વશી;

માસિક બે ઓછા કર્યાં ક્યાંથી લવાજમ બહુ ભરે?
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૪

બગડી ગયો બે માસથી કેવો પીયાનો માહરો,
બુટ સ્ટોક પણ બદલ્યાં નથી મહીને છતાં શું ખરખરો?
દશ રૂપીઆમાં તેલ સાબુ કેમ કરી મહીનો ભરે?
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૫

ફરવા જવું સાંજે સવારે પાંચ રૂપીએ શું બને?
ઘર આવતાં દમડો કદી રહેતો નથી મારી કને;
માગ્યા વિના મળતું નથી ને માગતાં માથું ફરે,
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૬

બીજબાનીની મીટીંગ મેં કીધી નથી ત્રણ માસથી,
નથી બ્હેનપણીઓ આવતી કોઈએ તમારા ત્રાસથી;
લાજી મરૂં છું જ્યાં સહુએ મીઠી મશ્કરીઓ કરે,
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૭

કો વિઝીટ માટે આવતાં મ્હોં મન નથી બતલાવતા,
બ્હાનું બતાવી કામનું કંઈ દુર પળમાં થઇ જતા;
છાની નજર શંકા ભરી ચો દિશ નિરંતર ફરે,
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૮

ચમડી જતાં દમડી છુટે નહિ એ શિખ્યું શા કામનું?
પાછળ ધિંગાણું થાય છે ફોગટ તમારા નામનું;
નાટક સીનેમા બાપદાદે જોયું છે કંઈ સાંભરે?
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૯

નહોતું કમાવા જોર તો પરણ્યા કહો શિદને અરે ?
ઉંડે કુવે ઉતારતાં કંઇ તર્ક ડાહ્યું તો કરે;
મ્હોડું બતાવા નહિં રહું વિચાર મન કરજો ખરે,
અનુકુળતા આપે નહિ ધણી નામ તો શિદને ધરે? ૧૦

---

## વિરાટ સાક્ષર શક્તિ. ૧૩૩

શબ્દ બ્રહ્મનાં સંમિશ્રીત રૂપાન્તરો;
નીર ખીરના ન્યાયે શોધી સારજો,
કાવ્યામૃતના કનક કટોરા છલકતા;
પાન કરાવે કવિવૃંદ નિરધારજો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૧

સૃષ્ટિનું સાહિત્ય સનાતન દિવ્ય જે;
શિખી સમજી ખટરસ શાસ્ત્રાધારજો,
અલંકારની અદ્દભુત ભેદી ભાવના;
ભાષાદ્વારે ઉકલે જે અધિકારજો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૨

સંજીવનીનું બળ બુદ્ધિથી રેડીને;
જીવન ચેતન જગવે જ્યાં ભલી ભાતજો,
મૃતપ્રાય મુડદાંને માનવ હીરલા;
થાતાં નિરખી વિશ્વ બને રળીયાતજો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૩

ત્રિભુવનમાં તેજોમય પ્રતિભા ખીલવે;
રસજ્ઞતાનાં હૃદયે રેલે પુરજો,
સ્વર્ગ નર્કનાં પડે સહજમાં પારખાં;
દુ:ખ છતાં સુખ માને મન જરૂર જો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૪

અક્ષર બ્રહ્મ ઉતાર્યું જ્યાં સાહિત્યમાં;
સર્વ વેદનો એમાં છે વળી સારજો,
ભાષા ભેદે વાણીના વિસ્તારથી;
એક અર્થમાં ચર્ચાયે વિચારજો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૫

જે માત્રાથી નર નારાયયણ થઈ શકે;
નસ નસ ઝળકે સ્વતંત્રતાનાં નુરજો,
સચરાચરની સંચાલક શક્તિ છુપી;
નિગમાગમથી રહી શકે નહિ દુરજો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૬

જે રસલ્હાણુ ન કોઈ સગું આપી શકે;
જેનામાં જે સ્વારથ કેરી ગંધજો,
માનવ થઈને એ રસ નવ ચાખી શકયો;
મુક્તિ માટે તેને છે પ્રતિબંધજો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૭

તારા મંડળ ગગને કેવું દુર છે ?
પણુ હરપણુમાં બાળક દેખે પાસજો,
તેમજ સૃષ્ટી સૃષ્ટાની સાન્નિધ્યતા;

સાહિત્યે સાક્ષર દેખાડે પાસજો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૮

પામરતા રૂપી તો પાપ ટકે નહીં?
શ્રવણ મનનનો જેને નિત છે સંગજો,
વિષય વ્યસનથી રહેતાં શિખે વેગળો;
જેને લાગ્યો આ માત્રાનો રંગજો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૯

આત્મચરિત્રો આજે અમર વિદેહીનાં;
શુદ્ધ સ્વરૂપે કરતાં સત્ય પ્રકાશજો,
પ્રસન્નતાનો સ્વાદ કંઈ ચાખી શકે;
ભલે જગતનાં દુ:ખે હોય ઉદાસજો,
વિરાટ એ સાક્ષર શક્તિને વંદીએ. ૧૦

---

## પ્રણુય રંગ. ૧૩૪

આત્મ લગ્ન સંયોગ પુર્વનો; થાય અકલ્પીત પાત્રે જે,
અભિરૂચી એકજ ઉદ્ભવતી; શુદ્ધ સ્નેહના ગાત્રે તે;
સુખ દુ:ખની સમાનતાનો; શિખવે સહુને અભિનય જે,
પ્રણુય રંગ અંતરમાં ભીનો; ગુપ્ત ઉપાસક જીવન એ. ૧

ક્ષેમ પરસ્પરનું આલોચન; કરી શકે નહિ કો અવરોધ,
પુરૂષ પ્રકુતિ ત્રિગુણ તત્વથી; સ્નેહ તણો અરપે સદ્બોધ;
સંકલના કાયા છાયાની; સાત્વીક શ્રેષ્ઠ સનાતન જે,
પ્રણુય રંગ અંતરમાં ભીનો; ગુપ્ત ઉપાસક જીવન એ. ૨

કલુષિત વિષયની અદ્ભુત વૃતીનો; સ્વપ્ને સેવે નહીં સહકાર,
સ્વાર્થ અખંડ સદંતર એનો; જીવન જ્યોત કરે ઝળકાર;
પુનિત શક્તિના પ્રોત્સાહનથી; રક્ષિત રહે જીવન ધન જે,
પ્રણય રંગ અંતરમાં ભીંનો; ગુપ્ત ઉપાસક જીવન એ. ૩

અભેદને વળી અનુલક્ષીને; જીવન ધ્યેય થતું નિર્માણ,
પ્રમોદ પુલકિત નયન તારલા; ટમટમતા જ્યમ ઈન્દુ ભાણુ;
નંદન વનનાં યુગ્મ પુષ્પ જ્યાં; રેલાવે નવચેતન એ,
પ્રણય રંગ અંતરમાં ભીંનો; ગુપ્ત ઉપાસક જીવન એ. ૪

માનવ જન્મતણી સાર્થકતા; એજ અભંગ કદી સચવાય,
ધન્ય ધન્ય એ ગરવું જીવન; પદરજ પ્રેમ વડે ચુંમાય;
એવાં દર્શન માટે તલસે; સ્વર્ગ દેવતાનાં મન જે,
પ્રણય રંગ અંતરમાં ભીંનો; ગુપ્ત ઉપાસક જીવન એ. ૫

---

## આંગળી સુઝીને થાંભલો ન થાય. ૧૩૫

સુંઠ તણો ગાંગડો જો આવી ચઢે હાથ તેથી,
જગતમાં ગાંધી કોઈ કાળે શું ગણાય છે ?
રોગ તણા દોષ વડે શોજા ચડે શરીર તો,
આંગળી સુઝીને કદી થાંભલો શું થાય છે ? ૧

હીજડા હજાર તણું સૈન્ય શોભા રૂપ હોય,
પણ ઘાવ સંગ્રામે શું કોઈથી દેવાય છે ?
વિજયની વરમાળ ક્યાંથી એ કમાઈ શકે ?
આંગળી સુઝીને કદી થાંભલો શું થાય છે ? ૨

આલમના આળશીયાં થાય કદી એકઠાં તો,
નાગ લોકતણું શું કૈં રાજ્ય ચલાવાય છે?
ગદ્ધા લીંડે પાપડ ન થાય કોટી યત્નવડે,
આંગળી સુઝીને કદી થાંભલો શું થાય છે? ૩

કાગ તણો વાઘ ડરપોકને ડરાવે કદી,
અજાણપણામાં કોને નવ ઓળખાય છે;
પણ વનરાજપદ પ્રાક્રમથી પામશે શું?
આંગળી સુઝીને કદી થાંભલો શું થાય છે? ૪

કોરમું વેચીને કહો કમાણી કરાય કેવી?
કુશકાનાં જમણે શું વરા ઉકેલાય છે?
કોળી શું ગરાસીયાની બરોબરી કરી શકે?
આંગળી સુઝીને કદી થાંભલો શું થાય છે? ૫

---

## ત્યાગ કે સુખનો બાગ. ૧૩૬

ત્યાગી તણું શુભ તત્વ તે કંઈ તાનમાં ભુલી ગયા,
સુખ ભોગની આશા વિષે દિન રાત ઉત્સાહી થયા;
પ્રતિકુલતા પલવાર પણ જે સ્હેજ નહીં ખમનાર છે,
ભગવાં કર્યાથી ભવનિધિ શું એમ કંઈ તરનાર છે? ૧

કંઈ ઢોંગ જોશી વેદ્ય કે વિદ્યા શિખી યોગી થયા,
ભોળા શ્રીમંત ગ્રહસ્થના ત્યાં હિકમતે પેસી ગયા;
પરચો બતાવ્યો કેમ જાણે ઈશ્વરી અવતાર છે,
ભગવાં કર્યાથી ભવનિધિ શું એમ કંઈ તરનાર છે? ૨

ઉપભોગ અમીરીથી વડા તો પણ ન તૃપ્તિ તેહને,
શોખીન સાળુ અત્તરે સ્વામી સજે નિજ દેહને;
પૈસા વિના પલવાર જેને લેશ નહીં નભનાર છે,
ભગવાં કર્યાથી ભવનિધિ શું એમ કંઈ તરનાર છે ? ૩

મન રાખવા શ્રીમંતનું હોંકાર દે સહુ વાતમાં,
કરી નવ શકે કરૂણા જરી દિન કારણે સાક્ષાતમાં;
તજી અન્ન ને દુધ ફુલ અગર મેવા પરે જીવનાર છે,
ભગવાં કર્યાથી ભવનિધિ શું એમ કંઈ તરનાર છે ? ૪

ચીઠ્ઠી અને દોરાવડે ધન સંતતિ મળવા કહે,
લોલુપતા લાલચ તણી છાની હૃદયમાં નિત રહે;
કોટયાવધી નરનારીઓ કદી ચરણમાં પડનાર છે,
ભગવાં કર્યાથી ભવનિધિ શું એમ કંઈ તરનાર છે ? ૫

ઉપકાર કરવા સ્થાન ત્યાં નવ વેણ વાપરવા બને,
શિષ્યો ઘણા શ્રીમંત જો કે હોય પોતાની કને;
એ ત્યાગથી સદ્ધર્મ ભાનુ કેટલાકે તપનાર છે ?
ભગવાં કર્યાથી ભવનિધિ શું એમ કંઈ તરનાર છે ? ૬

---

## વિશ્વ કેમ રચ્યું ? ૧૩૭

કૃતિ તારી વિશ્વે અનુપમ દીસે કૌતુક ભરી,
અને શક્તિ સત્તા ગહન ગતિવાળી પણ ખરી;
છતાં નિષ્કામી તું જરૂરી નથી ત્યાં ભાસતી જરી,
અભિરૂચી આવી જગત રચવા કાં કરી હરી ? ૧

પિતા ન્યાયી સાચો પુનિત પદવી ભુષણુ ભરી,
કરૂણા સિંધુ તું સુહૃદપણું શું જાઉં વિસરી ?
અરે દ્વંદે વ્હોાયે પુનરપિ અકર્તા બની ઠરી,
અભિરૂચી આવી જગત રચવા કાં કરી હરી ? ૨

દિશાઓ ગાજે જ્યાં પ્રભુ તુજ ગુણે ગૌરવ ધરી,
અને અશ્રુ રેડે સુખી દુઃખી તુંને અંતર સ્મરી;
પ્રતિબિંબો શાનાં વિધિ રચીત પ્રારબ્ધ ચિતરી,
અભિરૂચી આવી જગત રચવા કાં કરી હરી ? ૩

જુના સંયોગે વા પ્રતિકુલ વિયોગે ડરી ડરી,
જીવો આયુ ગાળી સ્વરગ નરકે જાય નીસરી;
તને શું મોટાઇ કરગરી કહું કે ઉર ઠરી ?
અભિરૂચી આવી જગત રચવા કાં કરી હરી ? ૪

ભલે નિંદે વંદે અચલ અધિકારે અનુસરી,
ઘૃણા પ્રીતિ શાને ? જીવપર કરે તું ફરી ફરી;
પ્રભુ તું ધારે તો જીવ શિવ શકે એકજ કરી,
અભિરૂચી આવી જગત રચવા કાં કરી હરી ? ૫

અનુમાનો નાનાં રમત રમતાં વાત વિફરી,
પતાસાની આશે કનક વિંટી ચુકી પરહરી;
ગતિ એવી આજે સહુ જીવ તણી કાં પ્રભુ કરી ?
અભિરૂચી આવી જગત રચવા કાં કરી હરી ? ૬

જગે ઉલ્કાપાતો અરરર કસાઇ કર છરી,
રહ્યા જીવો જ્યાં ત્યાં અતુલ વિપદે સૌ તરવરી;

મલોખાં શું મીઠાં ગણી કદી ચુસાશે રસ ભરી ?
અભિરૂચી આવી જગત રચવા કાં કરી હરી ? ૭

---

## શોભતું શોભે. ૧૩૮

સુખડનું ઝાડ બહુ શ્રેષ્ઠ સુગંધથી,
મણીધરો વાસ કરવાજ લોભે;
કનક કુહાડીથી પણ કપાયે નહીં,
શોભતું હોય તે ત્યાંજ શોભે. ૧

શાલીગ્રામે મરી શું વટાયે કદી ?
જીવતું જન થવાનાજ લોભે;
લાખનો હોય કદી પાળનારો ભલે,
શોભતું હોય તે ત્યાંજ શોભે. ૨

લક્ષ્મપત્નિ કદી હોય મોટી સતિ,
શમ દમે સ્વર્ગના દેવ લોભે;
પણ પતિ તેહનો કેમ વંદી શકે ?
શોભતું હોય તે ત્યાંજ શોભે. ૩

રામનું નામ પાવન ત્રણે લોકમાં,
લગ્નમાં "રામ બોલો" શું શોભે ?
ધર્મ વ્યવહારની યોગ્યતા એહમાં,
શોભતું હોય તે ત્યાંજ શોભે. ૪

વિજળીનો દિવો હોય તેજસ્વી પણ,
ધૃત દિપક દેવ સામેજ શોભે;

પરમ પુનિત એ તત્વની માન્યતા,
શોભતું હોય તે ત્યાં જ શોભે. ૫

હોય અમીરાઈ જો રાજ્યથી પણ રૂડી,
પણ અથાણું ન ઘીમાં જ શોભે;
દિકરી લાડકી છાજતી સાસરે,
શોભતું હોય તે ત્યાં જ શોભે. ૬

શાલ બહુ કિમતી પ્રેત ઉપર પડી,
માનવી મંન ત્યાં કેમ લોભે?
ફુલની માળ ચડી દેવને સૌ ચહે;
શોભતું હોય તે ત્યાં જ શોભે. ૭

---

## બળતું ગુલાબ. ૧૩૯

વનમાં દવમાં મધુરૂં બળતું,
હીણભાગી લલિત ગુલાબ દિઠું;
સુરખીમય જન્મ મલ્યો કદી હા,
પ્રભુ કેમ ગમ્યું તુજને પણ આ? ૧

સદભાગી સુખાર્થી ક્રમે સરજ્યું,
રીપુ કેમ થયો દવ ત્યાં પ્રબળે;
જગ લ્હાણ દીઠી નવ મ્હાણી જરી,
પ્રભુ કેમ ગમ્યું તુજને પણ આ? ૨

રસભોગી તણી પુરી આશ થવા,
નવલું મલ્યું જીવન તો શું થયું?

ક્ષણુમાં ખીલ્યું ભસ્મ થયું કયમ હા !
પ્રભુ કેમ ગમ્યું તુજને પણ આ ? ૩

નવ કૌતુક કેં જગનાંજ દીઠાં,
અભિમાન કર્યાં જીવને ન મીઠાં;
અધિકાર તણી પડી ઓળખ ના,
પ્રભુ કેમ ગમ્યું તુજને પણ આ ? ૪

ઠપકો વિધિને કંઈ વિધ ઘટે ?
અકલીત કલા સહુ કર્મ તણી;
સુખ દુઃખ તણી જન લાગણીઓ,
પ્રભુ કેમ ગમ્યું તુજને પણ આ ? ૫

## ઉતાવળે ફળ ન આવે. ૧૪૦

ટીંપે ટીંપે ભરતાં સરોવર; પાળ બનતી કાંકરે,
પંડિત પઢતાં થાય પોપટ એ ક્રમે જગ વિચરે;
ડોસી અને જયમ સ્વાર છેવટ એક સાથે થઈ જતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૧

દેવાધિપતિ હોવા છતાં રાસભ બની રહેવું પડયું,
તજ્યું સ્વર્ગ વૃત્રાસુર ભયે દુઃખ કેવું શિરપર ગડગડયું ?
ધિરજ ધરી તો ફરી મળ્યાં સૌ સ્વર્ગ સુખ મન ભાવતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૨

તજી રાજ્ય રામ વને ગયા ત્યાં રાવણે સીતા હરી,
મુંની વેષમાં કપી સૈન્યની લીધી મદદ યત્ને કરી;

પછી પાજ બાંધી સાગરે માર્યો રીપુ શૂરો છતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૩

સહુ પાપ નાનાવિધનું ક્ષાલન થવા જગ ઉપરે,
શી રીતથી ભાગીરથી અહીં સ્વર્ગ પથથી ઉતરે ?
એ યત્ન ભગીરથથી બન્યો મહાદેવ તપથી રીઝતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૪

પ્રાક્રમ તણા ઉન્માદથી જલધી ઉરે ફુલાઈને,
પામર ટીટોડીનાં હર્યાં ઇંડાં અચાનક ધાઈને;
તો પણ ટકી નહીં ટેક આખર હારવું પડ્યું લાજતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૫

આ દેશ હિંદુસ્તાનમાં હિંદુત્વ લાગ્યું ખુડવા,
ક્ષાત્રત્વ તેજ તમામમાંથી જરૂર લાગ્યું ઉડવા;
શૂરા શિવાજી ઉદ્ભવ્યા એ અવસરે વર માગતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૬

શ્રી સાત પરણો સામટી પણ ભાવી જે બળવાન છે,
ટાળ્યું ટળે નહી વાંઝીયાપણ શું કરે વિદ્વાન જે ?
ખંડેર થઈ ખાલી પડે જ્યાં ધવલ વાજાં વાગતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૭

સ્વર્ગે સ્વદેહે વિચરવા ત્રિશંકુએ કરી ભાવના,
અધિકાર વિણ કરી યજ્ઞને મુછ હાથ નાખ્યા તાવના;
આજે હસે છે વિશ્વ પણ એ અધવચે પછી લટકતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૮

વડલો વધારી નવ શકે તેની ઘટા ત્રણ માસમાં,
વળી ધિરજ પણ ધરવી ઘટે નવ માસ બાળક આશમાં;
તોફાન સાગરનાં કદી શું ઉતરે ઉતારતાં ?
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૯

સુર્યાસ્ત સુર્યોદય તણા અવિચળ નિયમ તુટે નહીં,
અંધારીયાં ઉલેચતાં કંઇ ખોબલે ખુટે નહીં;
યુગ ક્રાન્તીઓ પણ એ રીતે માનવ જીવન સરજાવતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૧૦

સમતોલ શક્તિ સાચવી આશ્રમ અનુરૂપ કાળમાં,
પ્રગતી કળા નિત ઓળખી ચુકાય નહી નિજ ફાળમાં;
પુરૂષાર્થમાં પાછળ પડે નહીં અગવડો આડી થતાં,
ફળ સોગણું પાણી સીંચે ઉતાવળે નથી આવતાં. ૧૧

---

## રસના. ૧૪૧

દુધ સાકરને ઘી જમનારી બત્રીસ નરમાં વાસ કરે,
એકાકી અબળા જાતે પણ લેશ ન કોથી કેમ ડરે ?
શર વાગે છાતીમાં તીણું એવા શબ્દો કાં ઉચરે ?
રસ ભીની રસના અમિ સાટે કાં તું કડવાં ઝેર ઝરે ? ૧

સ્વર્ગ સદનના ઉપવન જેવાં કુમળાં અંતર તું બાળે,
તારૂં હિત તલભાર ન હોયે તો પણ ધર્મ ન સંભાળે;
હરી સ્મરણમાં કાયર પુરી મિથ્યા લવરી નિત્ય કરે,
રસ ભીની રસના અમિ સાટે કાં તું કડવાં ઝેર ઝરે ? ૨

સર્પ ડંશનું વિષ કહીએ જડીબુટ્ટીથી જાય હુટી,
પણ નવ ઉતરે ઝેર તાહરૂં જાત તારી એવી નકટી;
મીઠા દુધમાં લવણરૂપ થઈ જ્યાં ત્યાં સત્યાનાશ કરે,
રસ ભીંની રસના અમિ સાટે કાં તું કડવાં ઝેર ઝરે. ૩

ભુ કંપે થરથરે મેહની ફાળ ઝાળથી ફફડે સહુ,
તેવો તું આઘાત કરે ત્યાં શું શિખામણ વાત કહું ?
ડુંગર ખીણે સુરંગ ફુટે ટુકડા ઉરના એમ કરે,
રસ ભીંની રસના અમિ સાટે કાં તું કડવાં ઝેર ઝરે ? ૪

---

## આત્મિક ઉદ્દીપન. ૧૪૨

ભુમિ ઉપરના મહાસાગરને નભ મંડળના ઇન્દુ વિશે,
જોવા જાતાં કહો કેટલું ? દેખાયે અંતર અતિષે;
પણ સૃષ્ટીના ક્રમીક નિયમે ભરતી ઓટ બને જેજે,
આત્મિક ઉદ્દીપન નૈસર્ગિક પ્રણયીમાં પ્રગટે સ્હેજે. ૧

અંબુજ પાંખડીઓ આલ્હાદિત સૂર્યોદયથી ખીલે જેમ ?
લોહધાતુને આકર્ષી લે લોહચુંબકની શક્તિ કેમ ?
વસંતકાળે વનસ્પતિ સહુ તગતગતી કેવી તેજે ?
આત્મિક ઉદ્દીપન નૈસર્ગિક પ્રણયીમાં પ્રગટે સ્હેજે. ૨

સ્ત્રીકેશરને પુંકેસરનો વાતાવરણ કરાવે યોગ,
વિદ્યુતના ચમકારે કેવો ? મેઘ ગર્જનાનો સંયોગ;
ગિરિ શૃંગપર કલાપી ટહુકે લલના લગની ઉપજે જે,
આત્મિક ઉદ્દીપન નૈસર્ગિક પ્રણયીમાં પ્રગટે સ્હેજે. ૩

આંબા આંબલી અવલોકયાથી પાણી મુખ છુટે કેવું ?
કિટ તણો જયમ ભ્રમર થાય છે ઉદાહરણ એવું લેવું;
સારસ જોડું સંગે ફરતું ક્ષણે વિખુટું નવ રહે જે,
આત્મિક ઉદ્દીપન નૈસર્ગિક પ્રણયીમાં પ્રગટે સ્હેજે. ૪

શિવરૂપતા ચેતન ધારે તો જડમાં ચેતન પ્રગટાવે,
આશિર્વાદ અને વળી શ્રાપો એજ અનુભવ બતલાવે;
ચેતન બ્રહ્મ છે અણુએ અણુમાં તત્ત્વ તપાસી તું લેજે,
આત્મિક ઉદ્દીપન નૈસર્ગિક પ્રણયીમાં પ્રગટે સ્હેજે. ૫

ગિરિ ઉપાડે સમુદ્ર શોષે બીજું સ્વર્ગ બનાવે આપ,
દાવાનળનું પાન કરે વળી આભ્રણ પહેરે ઝેરી સાપ;
અશકય એના માટે કંઇ નહિ નરનો નારાયણ છે જે,
આત્મિક ઉદ્દીપન નૈસર્ગિક પ્રણયીમાં પ્રગટે સ્હેજે. ૬

---

## ગૃહિણી પદ. ૧૪૩

જન્મ દાનનું વળતર લઈ લે માતપિતા કન્યા દાને,
મિંઢળ બાંધતાં મડદા સાથે દયા ધરે કહો તે શાને ?
પરણાવ્યા પહેલાં દિકરીનું લુંટતાં ભાગ્ય ન લાજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે ? ૧

વિદ્યા વિનય વિવેક શિખ્યા વિણુ શું સમજાયે સત્ય વિનોદ ?
પડે પિછાણ કયાંથી પરિપુરણ કેવો હોયે પ્રણય પ્રમોદ ?
શૂન્ય જીવન શું સંસ્કૃતિ સમજે પશુતા પણ જ્યાં લાજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે ? ૨

સ્વસુર કુળની કુલીન સ્ત્રીઓ મુખ મરડે સૌ દેખીને,
તાળી પરસ્પર લેતાં કંઈ કંઈ છાની વાત ઉવેખીને;
ભ્રાન્તીના ભણકારા વાગે ત્યાં દુર્બળ મન લાજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે! ૩

પગ ઉંબરામાં મુકયા પહેલાં હૈયામાં હોળી સળગે,
દુષ્ટ ડાકણી દરિદ્રતા તે વ્હાલ કરી ત્યાં તો વળગે;
ટુંમણાંના ટપલા શિર વાગે મનુષ્ય ધર્મ શું લાજે છે?
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે! ૪

તાત્યાની ત્રેવડ મધ્યાહ્ને કરવાનાં વળખાં હોયે,
બ્રહ્માદિક સામું નવ દેખે રડી રડી થાકે ત્હોયે;
રંડાયાનાં રણશિંગાં તો રાત દિન શિર ગાજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૫

અભાગણી આશાઓ જીવને લલચાવે લાંચો આપી,
શું સંયમ તે સમજ્યા વિના જાય જીવન નિત્ય સંતાપી;
દોરંગી દુનિયાંની માયા દેખી દિલડું દાઝે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૬

ધર્માધર્મ અને સુખ દુઃખની વચમાં જીવ વિંટાઇ રહે,
લાગણીઓ ઉભરાય અંતરે એ જીવન કયાં સુધી સહે?
"શું સંસાર" ન સમજાયે ત્યાં એવાતણપણું ભાજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૭

રહ્યું સહ્યું તે વેચી સાટી ન્યાત રિવાજે કરવાના,
કરજ રહે તે કરી ગુલામી દમડા પૂરા ભરવાના;

ઘંટી ખાંણીઓ રહે કપાળે ઉદર પુરણના કાજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૮

માવીતર કે સાસરીયાંમાં જીવતાં મુવાં કો પુછે?
કેમ કરી જીવન ગાળે તે દુઃખનાં આંસુ કો લુછે?
અલબેલું યૌવન અકળાવા ઉર ઉપર વિરાજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૯

નણંદ કહે કે "જાઓ નાતરે;" "ત્યાં તમને ગાદી મળશે;"
નહિ તો સુખે "દુકાન માંડો," "આશા તૃષ્ણા સૌ ફળશે."
મારી નાખ્યો "વર વશ કરતાં" એવા ડામ અરે દે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૧૦

વહેલાં ઉઠી વગડે જાવું છાણાં બળતણ લેવાને,
કો માથાનો મળી જાય તો શું ઉત્તર ત્યાં દેવાને!
પવિત્રતા પાળે કયાં સુધી? પ્રાણ સંકટો ગાજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૧૧

ખોટી આબરૂ ખાતર છાનાં પાપ પછી કયમ ના સુઝે!
ભાગ્યહીણ ભ્રષ્ટાચારીમાં કહો પછી કેવી ઝુઝે!
અબળાને ઉંદરડી સરખાં ગણી તુચ્છ નિવાજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૧૨

પુનર્લગ્નના શબ્દોચ્ચારે નાક કાપવા સો આવે,
હોય હીજડાથી હીણા પણ ખાનદાની ખુબ બતલાવે;
પોકળ ધમકી આપી જાય કે બળવો કરીને બાઝે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૧૩

નીચ હરામી પીછો પકડે રક્ષણ કોણ કરે ત્યારે!
દયા કરે નહિ જ્યાં પાડોશી અબળા કોને આધારે!
બગાડવા બળજબરી કેવી? નિરાધાર પર આજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણીપદ આજે આર્ય સમાજે છે? ૧૪

"રાંડ" "કુતરી" કહી સંબોધે વડીલ જે પુજનીક મોટાં,
હરામનું ખાવાને તાકે પાછળથી નિંદી ખોટાં;
કહી ન જાયે કર્મ કથાઓ કરૂણાદાયક આજે છે,
શું ગૌરવવંતુ ગૃહીણી પદ આજે આર્ય સમાજે છે? ૧૫

---

## સતી. ૧૪૪

મુજ દેહ વિષે ભર્યું સત્ય બધું એ આજે ત્રુઠજો,
હવે જમણા પગના અંગુઠાથી અગ્નિ ઉઠજો.

સતિ ધર્મને હું વળગી
રહી હોઉં ન કોદી અળગી } (૨)
તો નાથ સાથે સળગી (૨)
સંગત સ્વર્ગે ન છુટ જો (૨)..............મુજ. ૧

સૌભાગ્ય થયું રાખોડી
તો જીવન દોરી તોડી } (૨)
સહ ગમને પ્રીતિ જોડી (૨)
માએ ખાધી સુંઠ જો (૨)..............મુજ. ૨

રસિકેશ્વર જીવન ઝરણું
સુકાયું જે અગ્નિ વરણું } (૨)

પછી જગમાં કોનું શરણું ? (૨)
સગપણ સહુ જ્યાં જુઠ જો (૨)............મુજ. ૩

જે આર્યોના અધ્યાત્મે } (૨)
તપ તેજ રહ્યાં ચિદાત્મે }
હું રસબસ થઇ એ મહાત્મે (૨)
લુંટી મુક્તિ લુંટ જો (૨)...........મુજ. ૪

ગુરૂ માત પિતા આશિશે } (૨)
કુળ ઉભય ઉજળાં દિસે }
ખરૂં ગૌરવ સતિત્વ વિશે (૨)
માયા બાંધી મુઠ જો (૨)............મુજ. ૫

---

"ઉદ્ધાર." ૧૪૫

સંચિત કે પ્રારબ્ધ જગે શું ?
કે ક્રિયમાણ તણું નહિ ભાન;
શ્વાન શકટ નીચે ચાલે પણ,
ભાર વહ્યાનું લે અભિમાન. ૧

મોહ ધરે જીવ મિથ્યા એવો,
એ માયાનો સાક્ષાત્કાર;
કૃપા અનુગ્રહ મળે બ્રહ્માનો,
ત્યારે થાય ખરો ઉદ્ધાર. ૨

કાળક્ષેપના કૌતુક મિથ્યા,
જ્ઞાનીને સહજે સમજાય;

અજ્ઞાનીને ઓથ મળે નહિ,
તેથી અંધારે અથડાય. ૩

ભવાર્ણવે ભલભલા ભટકતા,
કોણ રાય ને કોણ ગમાર;
સાચું ખોટું બન્ને સરખા,
માની મુક્યું તેજ શ્રીકાર. ૪

---

## ભુખ ભેગું ભારતને કર્યું. ૧૪૬

છાપાં તિલક માળા અને વળી ગેરૂએ સસ્તું મળે,
મૃગચર્મ ને તુંબી લઈ બાવા બનીને નીકળે;
પરનું અગર પોતા તણું નવ હિત હૈયે કંઈ ધર્યું,
ભીખ માગનારા ભામટે ભુખ ભેગું ભારતને કર્યું. ૧

વિધવિધ ઢોંગ કરી જગે વિણ હક્કનું ખાવા ચહે,
દુર જાય મહેનત દેખીને લયલીન લાલચમાં રહે;
છુપાં કુકર્મો જે કરે એથી ભલું તો કુતરૂં,
ભીખ માગનારા ભામટે ભુખ ભેગું ભારતને કર્યું. ૨

છોડી શકે ના એક પણ સંસારના ખટરાગને,
કો ફંદમાં સપડાવવા શોધે નિરંતર લાગને;
પાખંડ ને લુચ્ચાઈથી ધન કઈકનું છાનું હર્યું,
ભીખ માગનારા ભામટે ભુખ ભેગું ભારતને કર્યું. ૩

તપ તેજનો છાંટો નહિ પણ ભાલ જાણે ઠીકરાં,
બ્હીક હોય કોની અંગમાં ? કરતા ઘણાં ખોટાં ખરાં;

તીસ્મારખાંના તોરમાં બસ પોટલું પાપે ભર્યું,
ભીખ માગનારા ભામટે ભુખ ભેગું ભારતને કર્યું. ૪

વિણ ટીકીટે મુસાફરી બહુ દેશપરદેશે કરે,
અન્નક્ષેત્ર ઠામોઠામ જમતાં ફાંકડા ફરતા ફરે;
યાત્રા અને મેળા વિષે જાણે મળેલું નોંતરૂં,
ભીખ માગનારા ભામટે ભુખ ભેગું ભારતને કર્યું. ૫

સમજે ન નીતિ ધર્મના સિદ્ધાંત કેરી ભાવના,
દોરા કરી દે મંત્રીને વશીકરણ કિંવા તાવના;
ગાંજો તમાકુ ભાંગને વરદાન બીડીયોનું વર્યું,
ભીખ માગનારા ભામટે ભુખ ભેગું ભારતને કર્યું. ૬

વેચે સદાવૃત્તનાં સીધાં લઈ દામ ઓછા માલના,
વળી છેતરે નરનારીને ધરી વેષ બહુ કંગાલના;
પુજાય પાખંડો વડે અઘટીત જે લાગે નર્યું,
ભીખ માગનારા ભામટે ભુખ ભેગું ભારતને કર્યું. ૭

થાતું હશે શું પુણ્ય? એવા દંભીને દીધા થકી,
એ અંધ શ્રદ્ધાથી કદી શું મુક્તિ મળવા છે વકી;
અધિકારી નામે એક પણ નથી લાભ લેતું પાંખરૂં,
ભીખ માગનારા ભામટે ભુખ ભેગું ભારતને કર્યું. ૮

---

## દોહયલી વેળા. ૧૪૭

જ્યાં કામઠી પીસ્તાળીસો શર સાંધીને ઘેરી વળી,
ત્યાં એકલા નિઃશસ્ત્રને પછી વાર શી પડતાં બળી!

ઉપર જુએ તો આભને નવ માર્ગ દે ધરતી નીચે,
ઈશ્વર વિના એવે અમિ આશ્વાસનો ઉર કો સીંચે. ૧

"શર છુટશે હમણાં અરે" એ કલ્પના થથરાવતી,
ને મર્ણ કેરી વેદના ભિષણ રૂપે બ્હીવરાવતી;
અંધારણો માયા તણાં વીજળીક વેગે જ્યાં ખીંચે,
ઈશ્વર વિના એવે અમિ આશ્વાસનો ઉર કો સીંચે ? ૨

બ્રહ્માંડના અણુંએ અણું ભણકાર ભયના દાખવે,
નિષ્ઠુર વિધિનું કાળજું પણ લેશ ત્યાં શાનું દ્રવે ?
આશા નિરાશા હિંચકે ભયભીત આત્મા જ્યાં હિંચે,
ઈશ્વર વિના એવે અમિ આશ્વાસનો ઉર કો સીંચે ? ૩

એ તાકડે કિરતારની કેવી કરૂણા સાંભરે ?
દીનતા વડે દ્રય લોચને અશ્રુ કહો કેવાં ભરે ?
પ્રસ્વેદ છુટે અંગમાં ને પોપચાં ઉઘડે મીંચે,
ઈશ્વર વિના એવે અમિ આશ્વાસનો ઉર કો સીંચે ? ૪

તન મન તણું બળ ખુટતાં બની નવ શકે કંઈ બોલવું,
ઉદ્વીગ્ન અંતર ત્યાં અરે કોની કને પછી ખોલવું ?
સહુ ઇન્દ્રિયો વિશાદ રૂપી કેફનો દારૂ ઢીંચે,
ઈશ્વર વિના એવે અમિ આશ્વાસનો ઉર કો સીંચે ? ૫

---

## દુઃખીની આશિષ્. ૧૪૮

હરનીશ ત્રિવિધિ તાપમાં અંગાર જે અંતર ઝરે,
નવ આશરો જેને જગે દ્રય નયન અશ્રુ તો ભરે;

ઈશ્વર વિના નથી યાચતાં કદી જીવ જો કે જાય છે,
છે ધન્ય એવાં દુ:ખીની આશિષ લેવા ધાય છે. ૧

સંતપ્ત હૃદયો દુ:ખીનાં હાર્દિક સાન્તવનથી ઠરે,
ને પ્રણય વચનો કારણે ઉપકાર અંતરમાં ધરે;
વિસરે ન વસમી વેળ જે મૃત્યુ થકી ઉગરાય છે,
છે ધન્ય એવાં દુ:ખીની આશિષ લેવા ધાય છે. ૨

ચૈતન્ય બ્રહ્મ સ્વભાવથી કરૂણા તણાં મુલ પારખે,
ને અમર લેખો રૂણના એ અંતરે પ્રેમે લખે;
એ પુણ્યનાં પ્રાબલ્યથી કિલ્બીશ સહુ ધોવાય છે,
છે ધન્ય એવાં દુ:ખીની આશિષ લેવા ધાય છે. ૩

જે વસ્તુની જેને જરૂરી જેટલાજ પ્રમાણમાં,
અનુકુળતા જો હોય તો દેવા કંઈ ભ્રમ આણમાં;
છે ધર્મનું મુળ એજ એવું શાસ્ત્રમાં કહેવાય છે,
છે ધન્ય એવાં દુ:ખીની આશિષ લેવા ધાય છે. ૪

ઝરણાં દયાનાં નિર્મળાં પ્રભુતા નવી ઉર જગવતાં,
લ્હાણી જીવન આલ્હાદની ચાખી જીવો કૃતકૃત થતાં;
એ પુણ્યની ઓજસ્વીતા ત્રણ લોકમાં પુજાય છે,
છે ધન્ય એવાં દુ:ખીની આશિષ લેવા ધાય છે. ૫

---

## સંત ચરણમાં તિરથ. ૧૪૯

તિરથ સરવે સંત ચરણમાં,
પાવન સહજ થવાયે શરણમાં.....(ટેક)

દીન દુઃખી દેખી દિલ દાઝે,
પ્રાણુ તજે પરમારથ કાજે;
રક્ષક જે આ ભવાબ્ધી ભ્રમણુમાં......તિરથ.

જો જન તનમન ધનથી આરાધે,
તો ન ત્રિવિધી કલેશજ બાધે,
શાન્તિ અનુપમ જેના સ્મરણુમાં......તિરથ.

---

## પાત્રાપાત્ર. ૧૫૦

પ્રભુએ હોય આપ્યું તો; સુખે સન્માર્ગમાં દેજો,
પરંતુ આંખ ખોલીને; ખરાની ખાત્રી તો લેજો. ૧
કદી જાણે અજાણે જો; કુપાત્રે કોડી જાશે તો,
પલકમાં પુણ્ય પ્રજળીને; ખુવારી ખાસ થાશે તો. ૨
વસે જ્યાં લોભીઆ ભારે; ધુતારા ખાસ ત્યાં ફાવે,
જમાનો અંધ શ્રદ્ધાનો; ઇજત ને ધન લુંટાવે. ૩
કરી બહુ ઢોંગને આજે; ઠગારા વિશ્વમાં ફરતા,
સપાટામાં પડે ભોળાં; પછી ના પાપથી ડરતા. ૪
પડાવા કંઈ પ્રયુક્તિથી; "જગાવી" સિદ્ધ સાધકને,
કરી દે મંત્રીને દોરા; ગણાવી ભુત બાધકને. ૫
મહા અવધુત યોગી થઈ; કહે કે દિકરો આપું,
અગર જો હોય નિર્ધન તો; કહે કે દુઃખ એ કાપું. ૬
કુંવારાને વળી કન્યા; કહીંથી લાવી પરણાવે,
અને જો હોય આજારી? જડીબુટ્ટી દઈ ફાવે. ૭

અરે તાવીત આપીને; હટાવે બે બનાવોએ,
કહે નહિ કોઈ વાતે ના; અગર જો મન મનાવો તે. ૮
પ્રભુ કેરી પ્રભુતાનો; લીધો શું હોય ઈજારો ?
અને શું ભીખ માગે એ; જરા તો ઉર વિચારો ? ૯
દયાથી દાન દિધું તે; કદરથી ના કરે કિંમત,
કપટથી લુંટવા જેને; નિરંતર હોય છે હિમત. ૧૦
મજુરીમાં મુશીબતથી; મળે બે પાવલાં રોજે,
મુકી મેવા મફતના તો; પછી એ માર્ગ કાં ખોજે ? ૧૧
શ્રીમાનો સ્નેહથી વંદે; સફળ કૈં સ્વાર્થ થાવાને,
અને સન્નારીઓ હાજર; રહે હુકમ બજાવાને. ૧૨
સ્વિકારે પાનનાં બીડાં; ભલેને હોય સંન્યાસી,
કરે એકાન્ત સ્રીઓથી; ગણાવી બ્રહ્મ અવિનાશી. ૧૩
ભલે હો વાઘરી જાતે; કરે ઉપદેશ ગીતાનો,
પ્રસંગો ગ્રેહના ચર્ચે; લઇ ઓળો દુહીતાનો. ૧૪
ચિકિત્સક તર્ક વાદીને; હરાવામાં બને શુરા,
અને યુક્તિ પ્રયુક્તિથી; સુખે પોશાય છે પુરા. ૧૫
કરે કંકાસ બાળક તો; અરે પૈસો ન દેવાયે,
અને પાકાં સીધાં એવાં; ઠગારા ખાંતથી ખાયે. ૧૬
હીરાના પારખુ હોયે; ભુલે એવા ગજબ કેવો ?
કહો શું ધર્મની વ્યાખ્યા; અને શું બોધ ત્યાં લેવો ? ૧૭
દયાનાં દીન પાત્રો જે; અયાચક વૃત્ત પાળે છે,
તપાસી તેમને આપી; મદદ શું કોઇ કાળે છે ? ૧૮

શકે ના મુખથી માગી; છતાં છુપાં સડે છે જે,
પ્રતિકુલતા પુરી ત્હોયે; ઉઘાડાં ના રડે છે જે. ૧૯
પ્રસંગો આંટી ને ઘુંટી; તણા વ્યવહારમાં આવે,
ઉકેલ્યા ઉકલે નહિ ત્યાં; મદદ કયાંથી કહો લાવે ? ૨૦
દયાનો હાથ લાંબો જો; તહીં નિષ્કામથી થાયે,
ભલે ખ્યાતી ન થાયે તો; દિગંતે પુણ્ય ફેલાયે. ૨૧
સુપાત્રે સ્હેજ આપેલું; પ્રભુને પ્રાણથી પ્યારૂં,
કુપાત્રે પ્રાણ આપો તો; કદી કહેનાર શું સારૂં ! ૨૨
ઉગે જ્યાં પુણ્યના ફણગા; હૃદયની દિવ્ય આશિષે,
ખરાં એ ક્ષેત્ર પાવન છે; પરમ આ વિશ્વના વિષે. ૨૩
અરે સ્વિકારતાં જેને; ખરો સંકોચ લાગે છે,
પ્રભુ વિના ન સ્વપ્ને જે; બીજાની પાસ માગે છે. ૨૪
ત્રિવિધી તાપથી તપતાં; નહિ વિવેક વિસારે,
અને ઉપકાર અંતરમાં; વળી જે નિત્ય સંભારે. ૨૫
ચહે મન આપવા બદલો; પ્રભુ સ્થીતિ સુધારે તો,
હૃદયમાં ભાવના એવી; તપાસી લ્યો અત્યારે તો. ૨૬
અડચું એનું નથી રહેતું; નવલતા એજ છે સાચી,
અનુભવ જેહને એનો; રહ્યા તે બ્રહ્મમાં રાચી. ૨૭
સ્વધર્મી ભાવનાઓથી; જરૂરી જેહને જેની,
પ્રભુતા ઉર લાવીને; પુરી પાડો તમે તેની. ૨૮
કપીલા ષષ્ઠીના ટાણે; તમારાં પુણ્ય સંભારી,
સુપાત્રે દાન દેશો તો; ઉઘડશે મોક્ષની બારી. ૨૯

હૃદય છાનાં ઠરે જેવાં; તમે પણ તેમ ઠરવાના,
અનુપમ સ્વર્ગના જેવું; સદા સુખ રાજ્ય કરવાના. ૩૦

---

## ઉન્નતિ સાટે અવનતિ કાં ? ૧૫૧

ન્હાવું ધોવું નિશદિન જેને સ્પર્શાસ્પર્શ વિચાર કરી,
પાઠ પુજાના નિયમ પાળે યથાશક્તિ વળી દાન કરી;
ઉપાસના આધ્યાત્મીક બળની કરે ગૃહસ્થ અનેક યતી,
ઉન્નતી સાટે અવનતિ શાને ? ધર્મ પાળતાં છતાં થતી. ૧

વૃત્ત કરે વિધવિધ નરનારી ધર્મતણું ગૌરવ માની,
હોય હુવનને જપ તપ કેરી પ્રણાલીકા ચાલી છાની;
અભિષેકનાં અનુષ્ટાનને પારાયણની નહિ ગણતી,
ઉન્નતિ સાટે અવનતિ શાને ? ધર્મ પાળતાં છતાં થતી. ૨

શાસ્ત્ર વિધિએ ગૌ કન્યાને સુવર્ણનાં દાનો આપે,
બ્હેન બેટી ભાણેજ જમાઈ સંતોષી કષ્ટો કાપે;
ધર્મપરાયણ જીવન કેવાં ? કો સાધુ કે શુદ્ધ સતિ,
ઉન્નતિ સાટે અવનતિ શાને ? ધર્મ પાળતાં છતાં થતી ? ૩

ભાવ ભક્તિથી અડસઠ તિરથ પગપાળે ચાલી કરતા,
સાક્ષાત્કાર કરી ઈશ્વરનો બ્રહ્મનિષ્ઠ પણ કઈ ઠરતા;
સન્માને શાસ્ત્રીઓ કેરી જમાડતા જ્યાં નિત પંક્તિ,
ઉન્નતિ સાટે અવનતિ શાને ? ધર્મ પાળતાં છતાં થતી. ૪

સદાવૃત્ત ને અન્નક્ષેત્ર પણ પુષ્કળ પુણ્યભુમિ વિષે,
ધર્માત્માઓ ચલવે ખાંતે ન્યુનતા નવ લવલેશ દીસે;

મઠ મંદિર પર સુવર્ણ શિખર અને પતાકા ફરફરતી,
ઉન્નતિ સાટે અવનતિ શાને? ધર્મ પાળતાં છતાં થતી. ૫

વાવ કુવા ને વળી સરોવર ખર્ચ કરીને બંધાવે,
નદિ તણા ઘાટો પર રંગીત આરસ વિધવિધ પથરાવે;
ઔષધશાળા ને વિદ્યાલય નિરખતાં મુંઝાય મતી,
ઉન્નતિ સાટે અવનતિ શાને? ધર્મ પાળતાં છતાં થતી. ૬

તુલશી ને વળી પિંપળો પુજે પ્રદક્ષિણા પ્રેમે કરતાં,
કષ્ટ સહીને સ્વારથ સાટે પરમારથ જે સંઘરતાં;
આર્ય તણા આદર્શો કેરી હજુ નથી થઇ મંદ ગતી,
ઉન્નતિ સાટે અવનતિ શાને? ધર્મ પાળતાં છતાં થતી. ૭

---

## ભાડુતી દિકરો. ૧૫૨

વિધવા કરે વ્યભિચાર એની વર્ણસંકર જે પ્રજા,
પૈસા પુરા ખરચી ખરીદે દિકરો કરવા મજા;
આનંદની આપી વધાઈ સાકરો વહેંચાય છે,
એ પુત્ર આપે પિંડ પણ શું સ્વર્ગમાં પહોંચાય છે? ૧

દઈ દામ ભારોભારને હીણ જાતિની કન્યા વર્યા,
કરમી ગણવા કારણે કુળવાન થઇ કુલ્યા ફર્યા;
પણ પારણું બંધાવવા સ્ત્રી તરફ પાસે જાય છે,
એ પુત્ર આપે પિંડ પણ શું સ્વર્ગમાં પહોંચાય છે? ૨

ખોટી સુવાવડ જે કરે ખરી ખુબીથી પતિ છેતરી,
સંતાડી લાવે છોકરો વળી શોધ બહુ પાકો કરી;

દુધ આવતું નથી એમ કહી આયા પછી પોશાય છે,
એ પુત્ર આપે પિંડ પણ શું સ્વર્ગમાં પહોંચાય છે? ૩

શું તત્વ છે પતિ પત્નિ કિંવા પુત્ર ને પીતા વિષે,
શોણીત શુદ્ધ સનાતની એ સર્વમાં કેવું દીસે?
ઉત્સર્ગ એમાં વર્ણસંકરતા તણો જો થાય છે,
એ પુત્ર આપે પિંડ પણ શું સ્વર્ગમાં પહોંચાય છે? ૪

---

## રાંડેલી કે છાંડેલી. ૧૫૩

આયાત ને નિકાસનું જે વિશ્વ વ્યાપક તત્વ છે,
તે અનુભવે સમજાય કે રજ તમ અગર તો સત્વ છે;
સંગ્રહ અને વિનિયોગ છોડી શાસ્ત્રને સ્વિકારશો,
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો? ૧

સંભાવના સંસારની માનવ જીવનના ધોરણે,
વ્યાપક સ્વરૂપે વાસનાના મંત્ર સહુ છુપા ભણે;
હો પુરૂષ કિંવા પ્રકૃતિ સંયમ વિના પણ હારશો,
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો? ૨

આચાર કે વિચારમાં અધ્યાત્મ બળ આજે નથી,
પણ શૂન્ય જીવન ક્લેશમાં નિત સ્વારથી મરતાં મથી;
નથી આશરો જેને રહ્યો શું તેહને વિસારશો?
રાંડેલી કે છાંડલીને શું ભોંયમાં ભંડારશો? ૩

આતુરતા ઐહિક સુખોની ઉદ્ભવે પરિચય થતાં,
એકાન્ત ભ્રષ્ટ સમાગમે ઉર ઉભયનાં વિકસી જતાં;

નૈતિક પથ પછી ચુકતાં શું વૃત્તિને સંહારશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૪

ભુમિ વિષે દાટેલું ધન ભમરા બની જેમ નીકળે,
તેવી રીતે પ્રગટે પછી કંઈ પ્રણય રંગો પળપળે;
વિકારમય વિહારનો પછી શું નીશો ઉતારશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૫

જ્યાં અન્ન કિંવા વસ્ત્ર જેને જરૂર જોગું નવ જડે,
અધિકારવિણુ અન્યાયનો વળી માર નિત શિરપર પડે;
એ બ્હેન બેટી ન્યાતની શું માનીને ખુંખાર શો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૬

શાને ધરે દ્હેહેશત દીલે ? નફ્ટાઈ ત્યાં શિખે નવી,
અંકુશ ઓછો થાય ઉછંખળપણું પછી જાળવી;
આંઝું કરો તો થુંકીને કદી જીવન એ ધિક્કારશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૭

એ નાકકટ્ટો સંઘ આખા દેશને વટલાવતો,
ને ચેપ એ ઝેરી પછી નિરદોષને સળગાવતો;
લાગે કલંકો કુળને એ હાહ ક્યાં પોકારશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૮

વિપરીતતા અટકાવવા એ પુછશો કોને તમે ?
ઉંડા સળો છુપાવવા કેવી રીતે કોને ગમે ?
આત્મીક અંતરનો અરે અફ્સોસ શું ઇન્કારશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૯

કહેવાય નહિ રહેવાય નહિ સહેવાય નહિ એવી સ્થીતિ,
છાંટા ઉડેલા જેમને એ જાણુતા દુર્ઘટ નીતિ;
ભુમિ ખણે લજ્યા વડે શું એમને ઉદ્ધારશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૧૦

વર્ચસ્વ ઉત્તમ જે હતું કુલિનતાનું ન્યાતમાં,
રસ કોઈ ત્યાં લેતું નથી આ કારણે કંઇ વાતમાં;
ગૌરવ ગયેલું કેમ પાછું મેળવી ઉજળા થશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૧૧

ગણી દેવરૂપ સન્માનતા ત્યાં સામું કો જોતું નથી,
સગપણ છતાં એ હેત અંતરમાં કશું હોતું નથી;
લાગેલ ઘાનાં રક્ત વહેતાં કેવી રીતે ખાળશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૧૨

પરઠણુ દઈ પરણાવવા ઘર પુછતા જે આવતા,
તે રૂપીઆ દેતાં નથી આજે અરે બોલાવતા;
એ યોગ્યતાનો પ્રશ્ન ઉંડા અંતરે વિચારશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૧૩

વહુ દિકરીને ધર્મથી સરખાં મનાયે જો નહીં,
સુખ સંપત્તિ પ્રારબ્ધમાંથી જાય છે સહેજે વહી;
બળતાં કુટુંબો શું અરે કંઇ યુક્તિઓથી ઠારશો ?
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો ? ૧૪

રક્ષક તણા રક્ષણ તળે રક્ષિત નવ રહેવાય તો,
એ ધર્મ નહિ પણ ઢોંગ કેવળ ધુર્તતા કહેવાય તો;
છે કાળની ગતિ ગહન સારાસાર ઉર ઉતારશો,
રાંડેલી કે છાંડેલીને શું ભોંયમાં ભંડારશો? ૧૫

---

## શિયળ. ૧૫૪

પ્રાણ જતાં પણ શિયળ તો સંભાળવું,
એ અબળાનો ઉત્તમ છે અધિકારજો,
ભાગ્ય ભલાં સહુ એનાથી આવી મળે;
સાહ્ય કરે સંકટમાં વિશ્વાધારજો......પ્રાણ. ૧

ગૌરવ ગાજે એ તપથી ત્રણ લોકમાં,
જન્મ ધર્યાનું સાર્થક એ કહેવાયજો;
સ્વર્ગ સુખ સહુ એ આગળ જાંખાં પડે,
કુળ ઉભય ઉજળાં એનાથી થાયજો......પ્રાણ. ૨

મારણ મોહન વશીકરણ કંઇ ના નડે,
પતિ પુત્રનું રક્ષણ એથી થાયજો;
પરલોકે પિતૃ પણ આશિષ આપતા,
કિર્તિ અમર શું બીજી કંઇ કહેવાયજો......પ્રાણ. ૩

આફતથી હિંમત કોઇ નવ હારવી,
માનવતાની સત્ય કસોટી એજ જો;
પરિપૂરણ નિર્દોષ નિવડી એ જો તહીં,
ત્યારે ઝળકે પવિત્રતાનાં તેજ જો......પ્રાણ. ૪

વેદપુરાણે એનો મહીમા બહુ કહ્યો,
ને ઈતિહાસે એની પુરે શાખજો;
છળ કપટે નવ સત્ય લુંટાયે કોઈથી
ઉપાય કરતાં હારી જાયે લાખ જો......પ્રાણ. ૫
પતિવૃતાનો બોલે બોલ ખરો પડે,
અંતરથી જો આપે આશિષ શ્રાપજો;
અનસુયાના ઉદરે એક સ્વરૂપથી,
જન્મ લીધો જ્યમ ત્રિગુણી દેવે આપજો......પ્રાણ. ૬

---

## પામરતા. ૧૫૫

પ્રવૃત્તિ પ્રાતઃકાલથી જે જે પ્રપંચ તણી સહુ,
કરવી પડે તેમાં નડે પ્રતિકુલતા નિત્યે બહુ;
તપતાં ત્રિવિધી તાપથી આ અવસરે ઉગારજે,
ઓ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૧

શુળ નીકળે જ્યાં શ્વાસ લેતાં શું બને શ્રમ ત્યાં બીજો?
વ્યવસાયનો એવી દશામાં નીકળે શું તારીજો?
ભવસાગરે તોફાનમાં મુજ નાવ બુડતું તારજે,
ઓ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૨

અપમાનનો આઘાત લાગે જેમ ગોળો તોપનો,
સહેવાય નહિ પણ શું કરે? જ્યાં અગ્નિ પેટે કોપનો;
એ કલેશ ને કંકાસનાં સહુ વાદળો વિચારજે,
ઓ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૩

ઝેરી ખજુરા સાપ વિંછી જે ઉંડા કુવે ભર્યા,
ત્યાં હાથ પગ બંધાવીને કંઈ વિધિ ચોગે ઉતર્યા;
ભય ત્રાસનો ફફડાટ કયમ વેઠાય? એ સંભારજે,
ઓ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૪

કાવા અને દાવા રૂપી કંટક હિલે ભોંકાય છે,
ક્રુર સર્પના કર્કશ સ્વરો ચોદિશ નિત્યે થાય છે;
એ ત્રાસના ત્રિદોષનો જ્વર આજ તો ઉતારજે,
ઓ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૫

નજરે નથી પડતું અરેરે સ્વપ્નમાં નિર્ભયપણું,
શાણું મળે કંઈ શાન્તિનું આર્જવ કરી થાકયો ઘણું;
ઉપકાર માનીશ હું પુરો કંઈ દાદ તો સ્વિકારજે,
ઓ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૬

સંસાર રંક શ્રીમંતને વિધવિધથી પીડી રહ્યો,
ઇતિહાસ એ અગણિત દુઃખોનો કેમ કરી જાયે કહ્યો?
જુનાં જુતાંના મારથી જીવ હારશે નવ ધારજે,
ઓ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૭

છુટકો નથી તારો હવે અનુગ્રહ કિધા વિણ કો રીતે?
અજ્ઞાનીઓ ઉદ્ધારવાનું બિરદ કંઈ સમરશો ચિત્તે;
ખોળે પડ્યાં છે સહુ ભલે ઉગાર કે સંહારજે,
ઓ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૮

ભુલી ગયા બ્રહ્માદિકે ત્યાં જોર શું પામરતણું,
ઘોડે ચ્હડાવે તેજ કે બંધાવ્યું જેણે પારણું;

માયા અજબ ભરી મોહથી તેને જરી લલકારજે,
એ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૯

એ કર્મ યોગ વિપાકનું પરિણામ તુજ ન્યાયે હશે,
પાલકપણાનો ધર્મ પણ શું એથી કંઈ છુટી જશે ?
જો દાઝ આવે દિલમાં તો તું ભલે ધિક્કારજે,
એ ઈશ આ પામરપણું કરૂણા કરી દુર સારજે. ૧૦

---

## ક્યું સુખ ? ૧૫૬

માત પિતાની છાયા નીચે બાળકનું સુખ રમવામાં,
મન માન્યો જો ખેલ મળે તો હાજર હોય ન જમવામાં;
પણ નવ વિદ્યાભ્યાસ બને કે એજ સુખને ધિક્કારે,
જેને લોકો સુખ ગણે તે અનુભવ અંતે દુઃખ ઠરે. ૧

રાત દિવસ મહેનત કાળી લઇ ભણ્યા ગણ્યા બહુ ખર્ચ કરી,
પ્રમાણ પત્રો વળી મેળવ્યાં નવા નવા ઉમંગ ધરી;
પણ પોષણ માટે કંઈ ધંધો મળે નહિ તો વ્યર્થ ફરે,
જેને લોકો સુખ ગણે તે અનુભવ અંતે દુઃખ ઠરે. ૨

પુરૂષાર્થે પૈસો કદી પામ્યા પણ ગ્રહીણી નવ યોગ્ય મળી,
હુતાશન હૈયામાં નિત્યે શિર ભલે ઉગેજ પળી;
પ્રજા થવાને વહેમ સેવવો દીન બનીને ઘરો ઘરે,
જેને લોકો સુખ ગણે તે અનુભવ અંતે દુઃખ ઠરે. ૩

હોય પ્રજા તો ઘરમાં ફાંફા દરિદ્રતાનું દુઃખ મોટું,
અન્ન વસ્ત્રના નિત્ય ઉધારા જીવન એ લાગે ખોટું;

કરજ કાઢીને હોય નિભાવ્યું દિકરા દિકરી ક્યાંથી વરે ?
જેને લોકો સુખ ગણે તે અનુભવ અંતે દુ:ખ ઠરે. ૪

રોગ ભયંકર જેને થાયે તે થાકે ઓષધ લેતાં,
પાણી જેવી સહજ વસ્તુ પણ કરી નિમિત્તે નવ દેતાં;
છતા આયુએ મરવા માગે ધિરજ એ કઇ રીત ધરે ?
જેને લોકો સુખ ગણે તે અનુભવ અંતે દુ:ખ ઠરે. ૫

રાજ્ય ચલાવે એવા રૂડા દુનિયાં પણ જેને માને,
લાખતણું પોષણ કરતાં વળી વિણ ઉપકારે જે છાને;
પતંગીયાની માફક પલમાં અધુરાં કાર્યે એજ મરે,
જેને લોકો સુખ ગણે તે અનુભવ અંતે દુ:ખ ઠરે. ૬

માત પિતા તિરથ છે સાચું પણ જો શત્રુ એજ બને,
સહી સલામત કેવી રીતે રહી શકાયે એહ કને ?
કલંક કુલનું કેમ ભુંસાયે ? ઉપાય શું અવનીજ પરે ?
લોકો જેને સુખ ગણે તે અનુભવ અંતે દુ:ખ ઠરે. ૭

વાઘ વસે વ્હાલી દિશામાં અમૃત સાગર સુકાયે,
આંખે પાંખે ઘાયલ થાતાં સ્વર્ગ સુખો મિથ્યા થાયે;
અમરપણું પામે જન તો એ અગ્નિ અંતર કાં ન ઝરે ?
જેને લોકો સુખ ગણે તે અનુભવ અંતે દુ:ખ ઠરે. ૮

કન્યા વિક્રયથી ધન હરવા સોળ વરસની પુત્રી કરી,
પુરા વીસ હઝાર ઉપાડ્યા જાણે રીઝયા હોય હરી;
પણ દિકરી તો પરણી બીજે મશ્કરીઓ જગ આખું કરે,
જેને લોકો સુખ ગણે તે અનુભવ અંતે દુ:ખ ઠરે. ૯

માનવતા માગીને લીધી પણ માગ્યું ન નસીબ મળ્યું,
તપ કરવામાં કંઈ પણ ખામી તેથી પુણ્ય પુરૂં ન ફળ્યું;
મેનાં પોપટ અને માકડાં પાળેલાં કલ્લોલ કરે,
જેને લોકો સુખ ગણે તે અનુભવ અંતે દુઃખ ઠરે. ૧૦

---

## સજનીને શિખ. ૧૫૭

માનવતાનું મોંઘું જીવન મેળવી; સારાસાર સમજતાં નિત્ય શિખાય જો,
ખોટા માટે ખટકે દિલમાં ખરખરો; સારાંની સંગત જો સ્નેહે થાય જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧

માત પિતા કે પુજનીક મોટાં જે સગાં; હિત વચન એવાંનું ધરીએ ઉર જો,
આનંદે આદર એવાંનો પાળીયે; ઘર ઉદ્યોગે રહીએ નિત ચકચુર જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૨

કામ વિના નવ પર ઘર આંટા મારીએ; નીચી નજરે દેવું ચોદિશ ધ્યાન જો;
વિનય વિવેક વિના નવ ઝાઝું બોલીએ; વળી ન કરીએ કોઈ કાચા કાન જો,
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૩

કપટ કળાથી બહુ ચેતીને ચાલવું; પરનો પાકો કરવો નહિ વિશ્વાસ જો,
જોઈ વિચારી આગળ પગલું માંડવું; સદવિદ્યાનો સાચવવો અભ્યાસ જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૪

ફરજ આપણી ઓળખીએ ખરી ખાંતથી; ચેતનતાની ચટકી રાખી અંગ જો,
મર્યાદા નવ ચુકીએ હસતાં ખેલતાં; બરોબરીયાથી જો જામે કદી રંગ જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૫

કાયરતા નવ કરીએ કંઈપણ કામમાં;અવગુણથી તો અળગાં રહીએ રોજ જો,
વેરીને વશ કરવાં મીઠી વાણીએ; સત્યપણાનો રાખી સહુ પર ઓજ જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૬

હઠીલાં થઇને હોડ ન કરીએ કોઇથી; નિત્ય નવું શિખવાની કરીએ હોંસ જો,
ભુલ પડે ને ઠપકો જો ખાવો પડે; તો પણ દિલમાં ધરવો નહિ કદી રોસ જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૭

વેળ ન ખોવી વેવલીઓની વાતમાં; બની શકે તો કરવો કંઇ ઉપકાર જો,
મુરખ લોકો ખોટી નિંદા જો કરે; તો પણ તેની કરવી નહિ દરકાર જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૮

ધર્મનીતિનું ધોરણ રાખી ચાલવું; પરિણામે નવ પસ્તાવાનું થાય જો;
જોગ જડે તો અનુભવીને પુછવું; હિતાહિતનો જાણે જે મહીમાય જો,
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૯

કુલનું ગૌરવ વધવા કરવી કાળજી; સંભાળી સહુ રીતિનો વહેવાર જો;
આછકલાં કે ભોળાં કો નવ કહી શકે; ત્રાહીત્તપણુ દુભાય નહિ તલભાર જો,
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૦

મુંજવણમાં પણ મારગ શોધી કાઢવો; સમાધાનથી અંતર રાખી ધિર જો,
કષ્ટ પડે તો કંટાળો નવ લાવવો; સત્યવાનને સ્હાય કરે રઘુવીર જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૧

લાલચ તો નવ કરીએ લાખ મળે કદી; હરામનું તો આવે તેવું જાય જો,
માટે હક મહેનતનું ખાતાં શિખીયે; ચતુર્વિધ પુરૂષારથ સ્હેજ પમાય જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૨

સુઘડતાનું તત્વ તપાસી ત્રેવડે; સાદું જીવન સરલપણે ચચવાય જો,
પૂર્ણ પ્રતિષ્ઠા સ્વાશ્રયની સુધરી શકે; બોજારૂપ બીજાને નહિજ થવાય જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૩

પરના અવગુણ જોવાને નવ રાચવું; કિંવા તેની જોવી નહિ ચકચાર જો,
પોતાનું હિત બની શકે તે સાધવું; શાસ્ત્ર સનાતનનો એ ટુંકો સાર જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૪

સંપત્તિમાં ગર્વ કરી નવ ફુલવું; વિપત્તિમાં નવ થાવું નિરાશ જો,
ધુપ છાંયનો નિયમ આવે જાય એ; સત્ય ઉપરનો તજવો નહિ વિશ્વાસજો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૫

દાનત એવી બરકત સહુને થાય છે; માટે કોનો કરવો નહિ કંઈ ઘાત જો;
જેવી રીતે જઠરાગ્નિ અન્ન જીરવે; તેવી રીતે ગુહ્ય જીરવવી વાત જો,
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૬

નબળા સાથે કામ પડે તો યુક્તિથી; કાઢી લેવો ચાલાકીએ હાથ જો,
વાંક છતાંએ વઢવાને જાવું નહિ; રીસ કરીને દુર્જનની સંગાથ જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૭

ભોળપણું નવ હિસાબે કદી રાખીએ; ઘરની ગુજ ન કરીએ ગોલાં સાથ જો,
પરનર સાથે મોટેથી હસીએ નહિ; કે નવ દઇએ તાળી હાથોહાથ જો,
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૮

દાંતવડે નખ કોતરીયે કોદી નહિ; કુત્સીત રીતે અંગ નહિ મરડાય જો,
આંગળીઓના સાંધા નવ ટચકારીએ; ગાલ ફુલાવી સીટી નવ વગડાય જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૧૯

મહેનતનો બદલો સહુ કોને આપવો; ભુલવો નહિ કદી બીજાનો ઉપકારજો,
સર્વ જીવોપર દયા દિલમાં રાખવી; પ્રભુ કૃપાથી ઉતરીએ ભવ પાર જો;
સજની એ શુભ ધર્મ કદી ન વિસારીએ. ૨૦

---

## કાળી કોયલ. ૧૫૮

કાળી કોયલડી તુજ મીઠો ટહુકડો,
છાકમ છોળ ઉડાડે રસના રેલ જો;
વૃક્ષ લતાઓ કલરવથી ગુંજી ઉઠે,
દેવાંશીનાં દિલડાં ખેલે ખેલ જો—કાળી. ૧

વાણીમાં વિદ્યુત વ્હાલપ શી વરસતી ?
જીવન જ્યોત કરે જાણે ઝળકાર જો;
પ્રણયી ગરજુ પ્રમોદ પુલકિત લુંટતાં,
સ્નેહ લ્હાણુનો કરતાં કંઈ સ્વિકારજો—કાળી. ૨

રસભીનાં અંતર મૃદુ એથી ભીંજતાં,
તલ્લીનતાનાં તનમાં ઉઠે તાન જો;
કાળજડાં કોરીને ભીતર ભેદતાં,
મનમોહક એ મધુરાં તારાં ગાન જો—કાળી. ૩

ઉમંગની ઉર્મિઓ ઉરમાં ઉઠતી,
પ્રણય બ્રહ્મનો જેને સાક્ષાત્કાર જો;
નિરાકારની નિર્ગુણતા ઝાંખી પડે,
મુર્તિમંત દિસે ત્યાં સુખ સાકાર જો—કાળી. ૪

આતુરતા આહ્લાદ તણી ઉપભોગવા,
 અનુયાયીનાં અંતર કંઈ લલચાય જો;
ક્ષુપા એ સંદેશા સમજે શું બીજા ?
 ગોળ ખોળ નવ જેને કંઇ પરખાય જો—કાળી. ૫

એ તૃષ્ણાના તપસ્વીઓના તેજના,
 મોંઘા મંત્રોચ્ચારણ કરતી પાઠ જો;
અમર ભાવના આત્મ ઉપાસકની અહીં,
 અનુકુળતાના અનુપમ કરતી ઠાઠ જો—કાળી. ૬

અલ્પ જીવનના ઉંડા એ આદેશનો,
 પરિચય પુર્ણ કરાવે તારો શુર જો;
નિર્મળતાનાં નવરંગી પાત્રો તણાં,
 ખટકે ખીલવે ખાસાં નીતિ નુર જો—કાળી૦ ૭

આધ્યાત્મિક સિદ્ધાંતો પ્રેરક પ્રેમના,
 તું પ્રગટાવે પવિત્રતાનાં પુર જો;
સંસ્મરણો જીવ શિવ તણા સંસ્કારનાં,
 ઓળખ આપે અનુભવીના ઉર જો—કાળી૦ ૮

વૈતરણીનાં વ્હેણ જરી થભી જતાં,
 ગૌરવવંતો સુણવાને આલાપ જો;
કેસર ભીંના વસંત જગને આંગણે,
 અટકળથી ઓળખીએ આપોઆપ જો—કાળી૦ ૯

દિશાઓ પડછંદે કેવી ગાજતી ?
 એ મહીમાનાં કેમ કરાયે મુલ જો ?

સુરખીમાં તરબોલ ત્રિલોક બની જતાં,
　　અમરાપુરીનું જાણે તું બુલબુલ જો—કાળી૦ ૧૦
વિરહીના શ્રાપે તું શું કાળી બની?
　　કે લાગી કંઈ વિરહાગ્નિની ઝાળ જો;
વિષપાન શું પ્રમથ-નાથ સાથે કર્યું?
　　કે કળી કાળે આરોપી વરમાળ જો—કાળી૦ ૧૧
વૃંદાવનમાં જેવી નટવર વાંસળી,
　　મોહમંત્રનો ઉપજાવે આદેશ જો;
તેવી રીતે તારો આ કિલકાર છે,
　　અદ્‌ભુતતાનો ઉત્તમ ભજવ્યો વેષ જો—કાળી૦ ૧૨
અણ ઉકેલ્યાં સૃષ્ટિ-સુખનાં સ્વપ્નની,
　　પરંપરાઓ તરવરતી તતકાળ જો;
ઉત્કંઠાનાં એ અમૃતને ચાખવા,
　　તું નોંતર'તી બેસી આંબા ડાળ જો—કાળી૦ ૧૩
વિશ્વ લ્હાવની વિધવિધ મીઠી વાનીઓ,
　　જગકર્તાએ જે કિધી નિરમાણ જો;
આસ્વાદો એ અલૌકિક જેને જડે,
　　ધન્ય ધન્ય તે જીવન સુખની ખાણ જો—કાળી. ૧૪
સદ્‌ભાગીને સહેજે એ સહુ સાંપડે,
　　દુર્ભાગીને પડે નહિ કંઈ ભાન જો;
આજ અમે તો લઈએ તારાં વારણાં,
　　તું અમ દ્વારે મન માની મહેમાન જો—કાળી. ૧૫

## એ લાભમાં લેખું કશું? ૧૫૯

દારિદ્રતાના દુઃખથી બહુ ત્રાસીને તપ આદર્યું,
વય વર્ષ એંસી વહી ગયાં પણ ભાગ્ય છેવટ ના ફર્યું;
કંટાળી સંન્યાસી થયા પછી ધન મળ્યું શું દાટીએ?
એ લાભમાં લેખું કશું? શું મધ મુકીને ચાટીએ? ૧

શુભ વંશની વૃદ્ધી થવા વિધવિધ બાધાઓ કરી,
ઉપચાર ઔષધના અતિ પરહેજ પાળી આ કરી;
આવી અધરણી પણ અરે વિધવા થયાં શું ખાટીએ?
એ લાભમાં લેખું કશું? શું મધ મુકીને ચાટીએ? ૨

ઘરમાં થયો અગ્નિ અને ચીજ વસ્તુ સહુ સળગી રહી,
પોકાર પાડીને રડ્યાં પણ હાથ કંઈ લાગ્યું નહીં;
વરસાદ વરસ્યો એ પછી શું પાણી માથે છાંટીએ?
એ લાભમાં લેખું કશું? શું મધ મુકીને ચાટીએ? ૩

કદી આબરૂનો ભોગ આપી પેટનું પોષણ મળે,
અધિકાર કે ઓદ્ધા થકી કહોને વૃથા ત્યાં શું વળે?
શેઠાઈ શું વખણાય છે? ભૈયા અગર ભટ ઘાટીએ?
એ લાભમાં લેખું કશું? શું મધ મુકીને ચાટીએ? ૪

નાપાસ મેટ્રીકમાં થયો એ જાણીને લાચારીથી,
કરી આત્મહત્યા કલેશમાં પડતું મુકીને બારીથી;
પણ પાસનો પછી તાર આવ્યો વ્હેર એ કયાં વાટીએ?
એ લાભમાં લેખું કશું? શું મધ મુકીને ચાટીએ? ૫

# સંસારની સંસ્કૃતિ. ૧૬૦

નૈતિક ગુણની ભાવના માનવ પ્રકૃતિ ધર્મની,
ભુંસાય કાળ બળે પ્રજાની દિવ્ય શક્તિ કર્મની;
જુસ્સો નવો પ્રગટાવવા જ્યારે જરૂર જણાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૧

સંજોગ સહુ સંભાળથી તાર્કિક નિર્ણય શોધતાં,
ડહાપણ ભર્યાં અભ્યાસિઓ સંકેત છુપા બોધતા;
શંકા કરી ઉચ્છેદ બંધન રૂઢીનાં તોડાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૨

દોષો તણી સહુ ત્રુટીઓ ઝીણવટ સ્મૃતિમાં તરવરે,
ઉપચાર નૈસર્ગિક એનો શોધવા યત્નો કરે;
ઉત્પાદકો પુરૂષાર્થના નેતા રૂપે પુજાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૩

મોટા મહત્વાકાંક્ષિઓ પ્રેરાઈને પ્રવૃત્ત થતા,
વિરૂદ્ધ મત ખંડન કરી અણુમાનીતા પણ બની જતા;
સિદ્ધાંતની સમજુતીઓ કાળે કરી દ્રઢ થાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૪

વ્યવસાયના વિસ્તારમાં વિધવિધ શક્તિ કેળવે,
ફળ એહનાં ચાતુર્યથી મીઠાં અનેરાં મેળવે;
મિથ્યા મમત્વ રહીત જ્યાં કર્તવ્યતા સચવાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૫

ઈતિહાસ ખાંતે ખોળીને સૌને હિતાહિત દાખવે,
અનિવાર્ય અડચણ ચોકખી જ્યાં સુસત્યથી અંતર દ્રવે;
અવસર પડે હિમ્મત તણી જયરંગ જ્યાં બોલાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૬

પ્રારબ્ધવાદી આળસુ પુરૂષાર્થવાદી નીવડે,
વળી વાસનાના લાલચુ નુતન મનોબળથી ઞ્હડે;
સમભાવથી ભ્રાતૃત્વબળ કુસંપ ખોળી ખાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૭

સુખ શાન્તિનાં મોજાં જગે ચોદિશ રેલાયે મીઠાં,
બહુ રાજ્ય અવનતિ ખાડમાંથી ઉન્નતિ પામ્યાં દીઠાં;
દારૂ પીનારા સુધરી પય પાન કરતા થાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૮

પ્રેમળ પનોતા વીરલા કંઈ કંઈ અખાડે ઉતરે,
સરસાઈમાં મૃત્યુ થકી કદી પાય પાછો નવ ધરે:
ઉત્ક્રાન્તિઓના કાળમાં સ્વપ્નાં અમર પરખાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૯

રૂડી વ્યવસ્થા રાખવા વસ્તુસ્થિતિ માપી જુએ,
મુક્તિતણું આદર્શ આંસુ દુ:ખીનાં સ્હેજે લ્હુએ;
નવયુગનાં પગલાં પછી સુમુહુર્તમાં મંડાય છે,
સંસાર કેરી સંસ્કૃતિ સાહિત્યથી સરજાય છે. ૧૦

## આત્મજ્વાળા. ૧૬૧

વંદન કર્યું લક્ષ્મણ જતી રથથી ઉતાર્યા જાનકી,
સંદેશ સોંપ્યો રામનો પરિત્યાગ જે કીધો નકી;
બ્રહ્માંડ ભેદાયા સમો સ્થૂલ દેહ કેવો લડથડે ?
આવેશના ઉત્થાનમાં એ આત્મજ્વાળા ભડભડે. ૧

માન્યું નહિ મહાદેવનું ને પાર્વતી પીયર ગયાં,
નવ સહી શક્યાં અપમાન ત્યાં પછી તાતપર ગુસ્સે થયાં;
પ્રાણાન્તનું પ્રક્ષુબ્ધ પ્રાયશ્ચિત્ત શું શોધ્યું જડે ?
આવેશના ઉત્થાનમાં એ આત્મજ્વાળા ભડભડે. ૨

સંયોગતાના સ્નેહપાસે બદ્ધ પૃથુરાજા થતાં,
કીધી ચડાઈ યવનસૈન્યે નગર ચાંપ્યું દેખતાં;
સંદેશ ચંદે મોકલ્યો શુક સાથ ત્યાં નૃપ રણ ચડે,
આવેશના ઉત્થાનમાં એ આત્મજ્વાળા ભડભડે. ૩

છળ કપટ કરીને ચંદ્ર ઇન્દ્રે છેતર્યા ગૌતમ ઋષિ,
વૃતભંગ અહલ્યાનું કરી મદથી થયા મનમાં ખુશી;
પણ ભેદ સૌ ખુલ્લો થતાં સત્કારતાં શ્રાપો વડે,
આવેશના ઉત્થાનમાં એ આત્મજ્વાળા ભડભડે. ૪

પુરુષાર્થવાદી પાંચ પતિ એવી સતી જે દ્રૌપદી,
જુગારમાં હારી ગયાની સાંભળી જ્યાં વિપદી;
ઋતુધર્મમાં ગ્રહી કેશ પકડી લાવવા કૌરવ ચડે,
આવેશના ઉત્થાનમાં એ આત્મજ્વાળા ભડભડે. ૫

વિશ્વાસ રાખ્યો પિંગળાનો વીર વિક્રમને તજ્યો,
ભડભુપ ભુલ્યો ભરથરી એ વેષ સૌ કેવો સજ્યો?
જ્યાં કુંભ ફુટયો પાપનો ને અમર ફળ પાછું જડે,
આવેશના ઉત્થાનમાં એ આત્મજ્વાળા ભડભડે. ૬

કુરૂક્ષેત્રના રણયજ્ઞની છેલ્લી સમાપ્તીમાં જહીં,
મહા યોધરાજો સાથ કૌરવનાથ પણ વિરમ્યા તહીં;
સો દિકરે ગાન્ધારીને શિર વાંઝીયામેંણું અડે,
આવેશના ઉત્થાનમાં એ આત્મજ્વાળા ભડભડે. ૭

ગળી અજગરે દમયંતીને એ પારધીએ છોડવી,
પણ આવડયું નવ માગતાં ને અટપડી પછી તોડવી;
ઉપકારી તોપણ આખરે મહાશ્રાપ જ્યાં દેવો પડે,
આવેશના ઉત્થાનમાં એ આત્મજ્વાળા ભડભડે. ૮

---

## "અણનમ મીરાં." ૧૬૨

અમીરીમાં ફકીરીની; ખુમારી છે અમે ખોળી,
અને સંસારના ભોગો; હવે સૌ ઝેર જેવા છે. ૧
મણી મુકતા દીધાં ત્યાગી; અને માળા ગ્રહી હાથે,
સગાંનો સ્વાર્થ ખોટો સૌ; દીધી તિલાંજલી તેને. ૨
અમે વૈરાગ્ય અગ્નિમાં; તપીને શુદ્ધતા પામ્યાં,
હવે ધુધવાઇયે શાને? અનાદી બ્રહ્મ પ્રીછીને. ૩
ભીતિ જો મર્ણની લાગે; ડરી તે દુર ભાગે છે,
મરી જીવી જગે જાણે; સ્વતંત્રાત્મા ડરે શું એ? ૪

કદી કારાગૃહે પુરે; અમારી સ્થુલ કાયાને,
પ્રીતિનાં માન સત્તાની; તુમાખીથી જડે છે શું ? ૫
અભેદી દુર્ગ તોડીને; સ્વતંત્રાત્મા જગે ખેલે,
અને સંદેશ પ્રેમીને; છુપા તંત્રેજ પ્હોંચાડે. ૬
જુઓ મેં પ્રાણુ માન્યા છે; ગિરિધરલાલ ગોકુળને,
વિસારી મેં મુકી પર્વા; હવે સંસારની રાણા. ૭
મને જે ઝેરના પ્યાલા; તમોએ મોકલ્યા પીવા,
પીધા એની કૃપાથી મેં; ત્યજ્યું વિશ્વાસ શું એનો ? ૮
તમે તલ્વાર તાણીને; ઉભા તેથી નહિ કંપું,
ભીતિના ભેદ ભુલી છું; ભુધરના ભાવ ભાળીને. ૯
મને નિઃશસ્ત્ર જાણીને; તમે ગર્વેથી ગાજો છો,
જગે શોભા તમારી શું ? વધે છે એમ માનો છો ? ૧૦
તપેલો લોહનો ગોળો; કરે શું હિમ સિન્ધુને,
વરાળો કૈં ઉરાડીને; ઠરે અંતે નકી માનો. ૧૧
અમારી આત્મજવાળામાં; પ્રલય છે વિશ્વનો પુર્યો,
છતાં આજ્ઞા વિના કોદી; નહિ મર્યાદ છોડીશું. ૧૨
પ્રભુની પ્રેમ દ્રષ્ટીથી; અમોને સર્વદા શાન્તિ,
છતાં કૌતુકતા આવી; નિહાળી હાસ્ય આવે છે. ૧૩
ભવાની જોગ માયાએ; કીધો સંહાર દૈત્યોનો,
મહા રૂદ્રેશ્વરી કેરાં; તમોને યાદ છે દ્રશ્યો ? ૧૪
દિશાઓ સર્વ વ્યાપી છે; અનંતાનંત શક્તિથી,
કહો ક્યાં ફાવશો એમાં ? વિવેકે કૈં વિચારોને. ૧૫

પ્રભુ પ્રીતિ પ્રસાદીની; અમોએ ખાખ ચોળી છે,
અને કર્તવ્ય સિદ્ધિની; હવે ધુંણી જગાવી છે. ૧૬
તમારી આંખમાં અગ્નિ; ધખે છે ક્રોધ આવેશે,
અમારા અંતરે શાન્તિ; અખંડાનંદ કેરી છે. ૧૭
તમારા હિતના માટે; કહું છું કે નહિ ફાવો,
છતાં સાહસ કીધાથી; થવાનો માત્ર પસ્તાવો. ૧૮
કદી સત્યાગ્રહી સામે: દુરાગ્રહ શું ટકેલો છે!
નીશો સત્તા તણો ત્યાગી; પ્રીતિનાં તત્વ સંભાળો. ૧૯
મીરાં જે એક માનો છો; તમારી ભુલ તે મોટી,
ઉંચો જ્યાં હાથ થાશે ત્યાં; મીરાં બેચાર દેખાશે. ૨૦
પછી ત્યાં મારશો કોને! પ્રભુ જ્યાં રક્ષવા ઉભો,
જગે છે સત્યના પાઠો; ખુલ્લી આંખો શિખી લ્યોને. ૨૧
નહિ અન્યાય એ સાંખે; અમોને આત્મશ્રદ્ધા છે,
તમારા માર્ગ ખુલ્લા સૌ; કરી લ્યો હોય જે ઇચ્છા. ૨૨
પ્રતિતિ સત્યની વિશ્વે; નથી ઢાંકી રહી કોદી,
અહિંસાવાદમાં મારો; ખરો છે જય નિર્માયો. ૨૩
નમાવ્યું કૃષ્ણને માથું; બીજાને ના નમે કોદી,
તમે જે અંત માનો છો; અમારી એજ આબાદી. ૨૪
અમે ભક્તિ સુધા પીને; અમર કાયા કરેલી છે,
અમોને છેડશો તેમાં; નથી કલ્યાણ થાવાનું. ૨૫

---

## બાળક. ૧૯૩

તોફાન નવ કરીયે અગર,
નવ ત્રાસ હરદમ આપીયે;
શિર પકવીયે વિણુ અર્થ નહિ,
બાળક પછી શાનાં અમે? ૧

જે હોય હાજર તે તજી,
નવ હોય તે બસ માગીયે;
વળી સમજીયે સમજાવતાં,
બાળક પછી શાનાં અમે? ૨

કરવા મનાઈ જેહની,
તે હઠ વડે કરીયે બળે;
જો લાભ હાની જાણીયે,
બાળક પછી શાનાં અમે? ૩

જાતો પકડીયે સાપ ઝટ,
જાણી રમકડું ખેલવા;
પગ વાળી જો સ્થિર બેસીયે,
બાળક પછી શાનાં અમે? ૪

હસવા સમે રડીયે અને,
રડવા સમે હસીયે વળી;
પરતંત્રતા સ્વિકારીએ,
બાળક પછી શાનાં અમે? ૫

મન માન્યું ફુટી કોડીમાં,
કાઢી ઘરાણાં આપીયે,
મસ્તાન થઈ ફરીયે ન તો,
બાળક પછી શાનાં અમે ? ૬

સ્નેહી કને જવું ના જવું,
એ મુનસફી ઉપર બધું;
માથે મુકી જમીયે ન તો,
બાળક પછી શાનાં અમે ? ૭

પૈસો જમીનમાં વાવીયે,
કંઈ ઝાડ પૈસાનું થવા;
જો પાણી પાતાં થાકીયે,
બાળક પછી શાનાં અમે ? ૮

પડી જાય કાગળ હાથમાં,
કદી ગમે તેહ જરૂરનો;
અણચિંતવ્યો નવ ફાડીયે,
બાળક પછી શાનાં અમે ? ૯

વળી છાસ સંગે ગોળને,
કદી નીમક દુધમાં માગીયે;
ઘટતું અઘટતું જાણીયે,
બાળક પછી શાનાં અમે ? ૧૦

કાતર છરી ચપ્પુ અમે,
બસ નજર ચુકવી ચોરીયે;

રડીયે ન કાપી આંગળી,
બાળક પછી શાનાં અમે? ૧૧

ઘરમાં ન હોયે કોઈ ત્યારે,
સાંજનું ખાવાનું સહુ;
નવ શ્વાનને ખવડાવીયે,
બાળક પછી શાનાં અમે? ૧૨

ચાવી તણો જુમખો કદી,
છુપાવીયે ચુલા વિષે;
નાટક પુરૂં કરીયે ન તો,
બાળક પછી શાનાં અમે? ૧૩

કદી શરીર બગડે રોગથી,
પરને દવા લેવા કહું;
નવ ફરજ હઠથી પાડીયે,
બાળક પછી શાનાં અમે? ૧૪

ખરીદાવી સાંઠો શેલડી,
ગંડેરી થઈ જાયે પછી;
કરીયે ન રઢ સાંઠો થવા,
બાળક પછી શાનાં અમે? ૧૫

કપડાં નવાં જ્યાં પ્હેરીયે,
મુદ્દામ ધુળમાં લોટીયે;
અટકાવતાં જો માનીયે,
બાળક પછી શાનાં અમે? ૧૬

આકાશમાંના ચન્દ્રને,
ખેલાવવા ખોળે વળી;
કરીયે નહિ તકરાર તો,
બાળક પછી શાનાં અમે? ૧૭

દશ વાર દિમાં ઢોળીયે,
ઘી દુધ આવે ઝપટમાં;
કરીયે કદર કિંમત તણી,
બાળક પછી શાનાં અમે? ૧૮

શાન્તિતણી હોયે અપેક્ષા,
ત્યાં અશાન્તિ ભજવીયે;
જો જંપીયે દઈ જંપવા,
બાળક પછી શાનાં અમે? ૧૯

ગૃહદેવ શાલીગ્રામ કે,
શિવલિંગ ખાળકુંડી વિષે;
ડુબકાં ન જો ખવરાવીયે,
બાળક પછી શાનાં અમે? ૨૦

જે દેખીયે તે માગીયે,
હોયે ભલેને પારકું;
ધુળધાણી તે કરીયે ન તો,
બાળક પછી શાનાં અમે? ૨૧

કુટાઈયે પીટાઈયે,
અથડાઈયે છોલાઈયે;

પડીયે નહિ રડીયે નહિ,
બાળક પછી શાનાં અમે? ૨૨

જે સ્થાનકે ઉભા રહી,
જો ચીજ માગી હોય કંઈ;
ત્યાંથી હઠ્યા વિણ ના લીધી,
બાળક પછી શાનાં અમે? ૨૩

દિવાળીમાં અધરાત્રીયે,
ટુકડો સુકેલો રોટલો;
મંગાવીયે ખાવા નહિ,
બાળક પછી શાનાં અમે? ૨૪

નચવે અમોને ઉર પર,
તે પ્રેમીના ઉછરંગમાં;
મળમૂત્ર કરી હસીયે ન તો,
બાળક પછી શાનાં અમે? ૨૫

નિર્દોષ કૌતુકતા ભરી,
અવલોકી બાળલીલા કદી;
શત્રુ છતાં થંભે ન તો,
બાળક પછી શાનાં અમે? ૨૬

ક્ષણ વાર જ્યારે પારણે,
વિશ્રાન્તી માટે ઉંઘીયે;
ગૃહ શૂન્યવત ભાસે ન તો,
બાળક પછી શાનાં અમે? ૨૭

માબાપને તડકા વિષે,
કંઈ જરૂરી કામે તાકડે;
પકડી ઉભાં નવ રાખીયે,
બાળક પછી શાનાં અમે ? ૨૮

ચિન્તા અમારી સર્વને,
નિત ખબર લે પાડોશીઓ;
નવ જગવીયે આનંદ તો,
બાળક પછી શાનાં અમે ? ૨૯

વિધવિધ ત્રાસ અપાય બહુ,
તોફાન ને નુકસાનથી;
પણ પ્રેમ ઝરણાં જો સુકે,
બાળક પછી શાનાં અમે ? ૩૦

---

## "પ્રભાતીઉં." ૧૬૪

વિભુતિ વિશ્વાત્મની વિપુલ વિજ્ઞાનથી; વિજય વૈશિષ્ટય વિધવિધ વાસે,
પ્રેમનાં પારખાં પ્રણય બ્રહ્મે મીઠાં; બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ૧

હર્ષને શોકને ગહન ચેટક દીસે; તદપી ઉર જ્યોત ઝળહળ પ્રકાશે,
ભેદ નવ ભણી શકે કો ત્રિકાળે જ એ; બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ૨

રાગી અનુરાગીમાં લક્ષ એકજ લહે; કારમાં કામ કૌતુકે જ ભાસે,
દીન ને દુઃખી ઉદ્ધારવા બીંદ જે; બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ૩

નામ રૂપ ગુણના ભેદ સહુ જુજવા; બાળ સ્ત્રી વૃદ્ધ સર્વે ઉપાસે,
ત્રિવિધી તાપો સમે દર્શને દેહીના; બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ૪

માન અપમાનની લેશ પરવા નહીં; દિલ રૂચે તહીં રાત વાસે,
હેતથી હાથ ઝાલ્યો મુકે નહિ કદી; બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ૫

## "પાપનું ક્ષાલન." ૧૬૫

"પાપ કહેવાય આ" એવું સમજાય ત્યાં; પાપથી છુટવા યત્ન સુઝે,
દિલમાં દિલગીરી ઉઠે દોષની; સત્ય સિદ્ધાંતનો બોધ બુઝે. ૧

શુદ્ધિ બાહ્યાન્તરે મન વચન કર્મની; જેમ સચવાય સતસંગ જોરે,
તેમ ઘટના જુની પાપની સાંભરે; ને પીડા ઉર એ છાની કોરે. ૨

છાપ લજ્યા તણી ગર્વને ગાળતી; ભાળતી ભેદ નીતિ સ્વધર્મો,
કલેશ સહુ કર્મના તાપ ત્રિવિધી રૂપે; વેઠતાં વૃત્તિ છાંડે અધર્મો. ૩

જીવન પાવન બને પુંણ્ય પ્રાયશ્ચિતે; માફીઓ માગતાં ઈશ પાસે,
સતત અભ્યાસથી જીવ શિવ તત્વની; અંતરે એકતા ત્યાં પ્રકાશે. ૪

જન્મ સાફલ્યતા એ રીતે સુધરે; અવનતી માર્ગથી પુંઠ વાળે,
ધુળધોયા જુઓ સોનું શોધી શકે; કેમ ઈશ ત્યાગશે ઓશિયાળે ? ૫

## "સંતનું શરણ." ૧૬૬

બ્રહ્મ અદ્વૈતનો મહાન કરૂણા નિધી માનવી શું શકે મર્મ જાણી ?
રાતને દિન તલ્લીન માયા વિષે; ભુંજતો સ્વાર્થની જેહ ધાણી. ૧

ફુટી કોડી તણો મોહ ના તજી શકે; સંઘરે સોય નાકા તુટેલી,
સત્ય સિદ્ધાંત કંઈ સાહસે સમજવા; બુદ્ધિ જેની ભમે છે લુટેલી. ૨

આશરો કોઈ ઠામે નહિ મળી શકે; કે સમાધાન સ્વપ્ને ન પામે,
ત્રિવિધીના તાપમાં તડફડે ત્રાસથી, ત્હોય કેમે ન આશા વિરામે. ૩

શ્વાન હડકાયલું જેમ ભટકયા કરે, પાણી પીવા જતાં ચકરી આવે,
આશના પાશમાં જીવ પરવશ બની, ઝીકણું ઝીકતાં જેમ ફાવે. ૪

ઉકલે નહિ દિશા એક નિર્ણય કદી, ભાગ્ય દેવી હસે હાલ જોઈ,
લોક નિંદા કરે વિધ વિધ વાતની, થુંકી નવ દેખતા સામું કોઈ. ૫

સંત ઉદ્ધારતા જીવ એવા બહુ, નેત્ર જેનાં કરુણાથી ભીંજે,
શરણ એ શ્યામળા આપજે મુજને, પામી એ દર્શ મુજ હૃદય રીઝે. ૬

---

## આફતના દિવસ. ૧૬૭

કયમ વિસરીયે કયમ વિસરીયે,
દિન આફતના કયમ વિસરીયે?
મરીયે અથવા તો ઉગરીયે.............. દિન. ૧

શિર ઉપર વૃક્ષ ઉગ્યાં દુ:ખનાં (૨)
ભાતાં અવશેષ રહ્યાં ભુખનાં (૨)
પણ સાગર પેટ કરી ફરીયે.............. દિન. ૨

છે ચાળણીયે કેવાં કાણાં? (૨)
અંતર એવાં છે ભેદાણાં (૨)
ઔષધ શું એ ઘાવે ભરીયે?............ દિન. ૩

સ્થિતિ શક્તિ વિના ઉપકાર કર્યાં (૨)
બહુ કર્જ ખર્ચ ખાડે ઉતર્યાં (૨)
ધીરજ પછી કેમ કરી ધરીયે?............ દિન. ૪

સ્વપ્ને નવ વાણી મીઠી ઉચરી (૨)
પણ ફોકટ હોય વહી ધુંસરી (૨)
જડતી ન્હોતી મઠ બાજરીયે........... દિન. ૫

કાળી મ્હેનતનું ખવડાવ્યું (૨)
બધું ભોળપણામાં લુંટાવ્યું (૨)
સુવા નવ રાખી સાદરીયે.............. દિન. ૬

જેને મરવાની બીક નહી (૨)
એ માનવ કેમ શકાય કહી? (૨)
ખુન પીધાં કાપી ગળાં છરીયે........... દિન. ૭

અઘટીત દગા જેણે દીધા (૨)
હક ધર્મ તણા વળી ફોક કીધા (૨)
નકી લાજી મરે કો વાઘરીયે............ દિન. ૮

દાવાનળ છે દિલ માંહી ભર્યો (૨)
પણ કેમ કઢાય કટુ ઉભરો (૨)
વળ જાય શું બાળી શિંદરીયે........... દિન. ૯

જન રક્ષણ કરતાં ઢોરનું (૨)
નથી હિત કર્યું અમે છોરનું (૨)
નવ રાખી પગની ઝાંઝરીયે........... દિન. ૧૦

વિશ્વાસે વહાણો ચાલે છે (૨)
સુકયા કંઇ છોડો ફાલે છે (૨)
શું જાણું અમૃતથી મરીયે.............. દિન. ૧૧

રક્ષક કદી જો ભક્ષક નિવડે (૨)
બચવા સુરદ્વાર શું ત્યાં ઉઘડે ? (૨)
બગડે બધી વાતજ કાચરીયે............ દિન. ૧૨

દોષારોપણુ મિથ્યા આવ્યાં (૨)
પણુ સત્ય પ્રભુએ બતલાવ્યાં (૨)
નથી આંસુ સુકાયાં ઓસરીયે........... દિન. ૧૩

આ વિશ્વ બધું આત્મા માટે (૨)
જો ચાલે એ નૈતિક વાટે (૨)
કદી પાપ રૂચે તો પરહરીયે........... દિન. ૧૪

વહી જાશે દુ:ખણું ને દહેણું (૨)
દુ:ખ દેનારાં ખાશે મ્હેણું (૨)
બંધાયે સેતુ કાંકરીયે................. દિન. ૧૫

"કરશે તે ભરશે" કહેવત છે (૨)
પ્રભુના ત્યાં તો સત્યની છત છે (૨)
અપયશ તે શાને નોંતરીયે ? ............ દિન. ૧૬

કુલ ભુષણુ પણુ અપમાન સહ્યાં (૨)
બની દિન પરાધીન રોજ રહ્યાં (૨)
રમી શું જાણે ખર કુકરીયે.............. દિન. ૧૭

ધોળે દિ લાજ તજી લુંટયાં (૨)
કુડ કપટે કેર કરી કુટયાં (૨)
તો પણુ ઉગાર્યાં શ્રીહરીએ........... દિન. ૧૮

ગણી મોટા બહુ સત્કાર કર્યો (૨)
પણ કિમત શું જાણે નુંગરો (૨)
ગોઝારૂં સગપણ ધાધરીયે.............. દિન. ૧૯

લેવું ને ખાવું બે સમજે (૨)
શિખ શું લાગે? અક્કલ કમ જે (૨)
મુલ થાય મજાનું ગુર્જરીયે.............. દિન ૨૦

જગ યંત્ર ફરે રૂંણ વૈર પ્રીતે (૨)
નવ સુર અસુર છુટે ખચીતે (૨)
કુરબાની એ ન્યાયે કરીયે.............. દિન. ૨૧

બહુ પાપી ભલે પોમાઈ જતાં (૨)
જે ધર્મ ખરો નથી પારખતાં (૨)
દવ સળગાવે જે ડુંગરીયે.............. દિન. ૨૨

આદર્શ ઉંચો આર્યત્વ વિષે (૨)
અધ્યાત્મીક દ્રષ્ટિએ દીસે (૨)
સન્માને સંસ્કૃતિ અનુસરીયે........... દિન. ૨૩

ઝળકૂળતા અગ્નિમાં ચાલ્યા (૨)
વળી ચાખ્યા કંઇ તીખા ભાલા (૨)
વાતો કરતાં પણ થરથરીયે.............. દિન. ૨૪

દઇ દીધાં આવકને તાળાં (૨)
નુકશાન સહ્યાં અગણીત કાળાં (૨)
વળી જીવનની હોળી કરીયે.............. દિન. ૨૫

નવ ખાવું પીવું કંઇ ફાવે (૨)
ઉંઘ રાત્રે પણ કયાંથી આવે ? (૨)
ચિતભ્રમ જેવા થઈ વિચરીયે........... દિન. ૨૬

તુળસી ફળ મુકયું સ્વારથમાં (૨)
હોમ્યું મિથ્યા પરમારથમાં (૨)
હવે પાછા કેમ કરી ફરીયે?........... દિન. ૨૭

નિત આંસુમાં અંગાર ઝરે (૨)
પ્રભુ સ્વર્ગ થકી કયારે ઉતરે ? (૨)
કરૂણા માટે કયાં કરગરીયે ?........... દિન. ૨૮

ગાગરમાં કયમ સાગર ભરવો ? (૨)
મહાકાળ કહો કયમ છેતરવો ? (૨)
નાલાયક કાયર શું ઠરીયે ?........... દિન. ૨૯

જેવી કડકડતી વિજ પડે (૨)
ગપગોળા બહુ એવા ગગડે (૨)
ઉપાય તહીં શું આદરીયે ?.............. દિન. ૩૦

બહુ કાગ તણા ઘુઘવે વાઘો (૨)
પોકાર પડે ભાગો ભાગો (૨)
શું ડહાપણુ ત્યાં પછી વાપરીયે ? ......... દિન. ૩૧

વ્યવસાય તણો ક્રમ જાળવવો (૨)
શું ત્યાં કંઇ ચાલે છે બળવો ! (૨)
વટમાં શું વાંકું નભે જરીયે ? ........... દિન. ૩૨

પરચો છે બાંધી મુઠતણો (૨)
એ ભેદ સુરક્ષિત છેજ ઘણો (૨)
તુટે તો કેમ કરી તરીયે? ............... દિન. ૩૩

નવ ધરતી મા મારગ આપે (૨)
સન્માન સગાં સહુ ઉથાપે (૨)
શોભે શું ભેખ કદી ધરીયે ? ........... દિન. ૩૪

અધકચરી હાલત એવી છે (૨)
જાણે અનુભવીજ કેવી છે? (૨)
તોફાને નાવ પડયું દરિયે ............... દિન. ૩૫

પ્રભુ જાણે કાલ થશે કેવી? (૨)
નથી ઈન્દ્રાસન ગાદી લેવી (૨)
પણ ચડવું કસોટી આકરીયે........... દિન. ૩૬

## જનનીપદ પુજ્ય મનાય ખરૂં? ૧૬૮

નયનો દ્વય બક્ષીસ ઈશ્વરની, કદી હોય ન્યુનાધિક શું પ્રિય કંઈ?
સમ વિષમ ભેદ છુપો સમજે, જનનીપદ પુજય મનાય ખરૂં? ૧
કંઈ સ્વારથ કારણ ખાસ વિના, ચુકી ધર્મ અને વ્યવહાર વળી,
નિવડે વિષ અમૃત જીવનમાં, જનનીપદ પુજ્ય મનાય ખરૂં? ૨
સ્થિતિ શક્તિ અને નિજ આશ્રમથી, વિપરીત પરિસ્થિતિ ઉભી કરી,
દુ:ખના દવમાં સળગાવી મુકે, જનનીપદ પુજ્ય મનાય ખરૂં? ૩
અધિકારથી યુક્ત કહે નવ કો; અવલંબન એ પથનું પકડી,
કુરબાન કરે નિરદોષ તનુ, જનનીપદ પુજ્ય મનાય ખરૂં? ૪

જગ પથ્થર એ સહુ દેવ ગણી; સુખદાયક સંતતિ માગી લઈ,
દુઃખ સાગરમાં હડસેલી મુકે; જનનીપદ પુજ્ય મનાય ખરૂં ? ૫
ભુંજી આગ વિષે તનુ પેટ ભરે; પ્રભુના ઘરનો હક એ હજુ છે,
પણ જીવન ઝેર બધું કરતાં; જનનીપદ પુજ્ય મનાય ખરૂં ? ૬
લઈ દામ કરે કદી વિક્રય તો; મન દોષ જરી નવ એ ખટકે,
પણ ભેદથી ભાગ્ય ભુંસે ભ્રમમાં; જનનીપદ પુજ્ય મનાય ખરૂં ? ૭
પુછી પાંચ સહોદરની મરજી; જન સુજ્ઞ વિચારથી પાણી પીયે,
તજી ધોરણ એ પ્રભુનેય ઠગે; જનનીપદ પુજ્ય મનાય ખરૂં ? ૮
મુળ બાવળનું બસ જાળવવા; થડ આમ્રતણે બહુ ઘાવ કરે,
ઉછર્યાં ચીભડાં કદી વાડ ગળે; જનનીપદ પુજ્ય મનાય ખરૂં ? ૯
નીવડે કદી છોરૂ કછોરૂ ભલે; જગ ન્યાય કુમાત થવાય નહિ,
અપવાદ વિધિક્રમ પ્રાપ્ત કદી; જનનીપદ પુજ્ય મનાય ખરૂં ? ૧૦
પશુ પક્ષી તણી મમતા નીરખી; અભિરૂચી સ્ફુરે ઉર પ્રેમ તણી,
સુખ લ્હાણની આશ લુંટાવી દીધી; જનનીપદ પુજ્ય મનાય ખરૂં ? ૧૧
નીતિ ધોરણની ઉંચ માનવતા; વ્યવસાય વિષે નવ છાંટ કંઈ,
સ્પરધા સુખની કરવા નીકળે; જનનીપદ પુજ્ય મનાય ખરૂં ? ૧૨
ભવ દુઃખ ભણાય ન ભેદ ખુલી; ઉપડાય ન આફત ભાર વળી,
દિન રાત સુકાય ન આંસુ ઉન્હાં; જનનીપદ પુજ્ય મનાય ખરૂં ? ૧૩
અઘટીત કહ્યું કદી હોયજ આ; શશિ સૂર્યતણી ખરી સાક્ષ ખડી,
પુછીયે બહુ પોથી પુરાણ જુનાં; જનનીપદ પુજય મનાય ખરૂં ? ૧૪

---

# કુલભુષણ. ૧૬૯

કર માફ મને કર માફ મને
કુલભુષણ હે કલ્યાણ વતી (૨)
અપરાધ હુંમાં સમજાય અતિ (૨)
કર માફ મને કર માફ મને............ કુલભુષણ. ૧

ગુરૂ દેવ સગાં શશિ સૂર્યતણી (૨)
ખરી સાક્ષ કરીજ તુંને પરણી (૨)
રક્ષ્યો શુભ ધર્મ સુજાણ સતિ............ કુલભુષણ. ૨

નિર્દોષ છતાં દુઃખ દેવાયું (૨)
પણ બહાર નથી કંઈ ક્હેવાયું (૨)
હદ ક્યાં કંઈ કશીએ રહીજ હતી ?...... કુલભુષણ. ૩

સુખ સ્વાદ તણી નથી આશ કરી (૨)
દિન ગુજાર્યા સંતોષ ધરી (૨)
હાજર દુઃખમાં આવીજ થતી............ કુલભુષણ. ૪

હિત કિંવા હક મેં નવ રક્ષ્યો (૨)
પણ ભાગ્યોદય તો છે ભક્ષ્યો (૨)
ડગી ત્હોય ન મેરૂ સમાન રતી ......... કુલભુષણ. ૫

થોડું પણ મીઠું કરી જાણે (૨)
યશ સંભાળે આફત ટાણે (૨)
ઘરનો ખુંણો નિત નિરખતી............ કુલભુષણ. ૬

નથી વસ્ત્રાલંકારો માગ્યા (૨)
ધક્કા નવાણુંના વાગ્યા (૨)
યુવાની હતી જ્યાં ઉછરતી ............ કુલભુષણ. ૭

ખોટાનો ખાર હતો મુળથી (૨)
હળવું કદી થાવું પડે ધુળથી (૨)
પણ નીચને તો જે નહિ નમતી......... કુલભુષણ. ૮

ત્રેવડની જાણે ત્રિરાશી (૨)
મામો કે હોય ભલે માશી (૨)
ન્યાયે તું નાગણ છણુછણુતી............ કુલભુષણ. ૯

તું શુરી સિંહણ શહાણપણે (૨)
હારી નથી હાથ દઈ લમણે (૨)
પરમારથમાં પુણ્ય પારખતી............ કુલભુષણ. ૧૦

તેં તન મન ધનથી સહી વિપદી (૨)
નથી ભોટપણામાં ભુલી કદી (૨)
પણ તક આવેલી સાચવતી............. કુલભુષણ. ૧૧

શિખ તારી જે મેં ધિક્કારી (૨)
હતી એજ ઉગરવાની બારી (૨)
પણ દુર્ભાગ્યે મુંઝાઇ મતી ............ કુલભુષણ. ૧૨

સાચી મહેનતના સંસ્કારે (૨)
ઉપયોગે લેવાને ધારે (૨)
લખ લાભ સવાયા તું કરતી............. કુલભુષણ. ૧૩

દિન દુઃખી દેખી દિલ પ્રજળે (૨)
કરુણાની લાગણીયો નીકળે (૨)
કરી સહાય તું અંતરમાં ઠરતી.......... કુલભુષણ. ૧૪

પ્રભુ વિણ ન કોની સ્હાય લીધી (૨)
વડવાનળ ખીર કરી પીધી (૨)
જ્યમ દરિયે ઓટ અને ભરતી.......... કુલભુષણ. ૧૫

ગૃહ સ્વસુર તણું શત્રુ નિવડયું (૨)
દુઃખ ભોગવવું એથીજ પડયું (૨)
દિલગીરી એ અહિં ઉપજતી......... કુલભુષણ. ૧૬

વ્યવસાય વ્યવસ્થાથી ઘરનો (૨)
સમભાવ શ્રીમાનજ પામરનો (૨)
સત્કાર સનાતન ના ચુકતી........... કુલભુષણ. ૧૭

ઠગ સાત મળે ન ઠગાય જરી (૨)
ગણી માપ પછી ચલવે કુકરી (૨)
નવ જાદુના જોરે ઝુકતી............... કુલભુષણ. ૧૮

સમજે સચરાચર સાર ખરો (૨)
નવ ભેદ કંઈ દિકરી દિકરો (૨)
ભુલ્યા તે મારગ દાખવતી............ કુલભુષણ. ૧૯

તપ તેજ પ્રભા રગ રગ રેલે (૨)
બાળક ચૈતન્યે ઉકેલે (૨)
અજવાળાં ઉજળાં પાથર'તી............ કુલભુષણ. ૨૦

પાવન છે પિતૃ પરલોકે (૨)
જાણ્યું એ તત્વ હશે કોકે (૨)
પગલે સુખ સંપત સંઘરતી........... કુલભુષણ. ૨૧

માણસ માણસનાં મુલ કરે (૨)
ખર સાકર શું કોદીજ ચરે? (૨)
એવી અમ જાતિ ઉતરતી........... કુલભુષણ. ૨૨

ગુણ ધર્મ બધાં જ્યાં રાક્ષસના (૨)
ઇતિહાસ જુઓ તો અપયશના (૨)
કરી કેમ હશે તેમાં વસ્તી ?........... કુલભુષણ. ૨૩

તું ફરજન તો કુલવાન તણું (૨)
અપમાન અયોગ્ય સહ્યુંજ ઘણું (૨)
ગ્રહ્યું ધોરણ તેં ચડતી પડતી........... કુલભુષણ. ૨૪

બંધારણ જે ગૃહસ્થાશ્રમનું (૨)
પરિપાલન થાયે શમ દમનું (૨)
ત્રુટીયો યુક્તિથી સુચવતી........... કુલભુષણ. ૨૫

મંતવ્ય પરસ્પર ભેદ ભર્યાં (૨)
ચર્ચ્યાં વિધવિધ હંમેશ ખરા (૨)
ઉકેલ પડ્યો સુઝી પ્રગતી........... કુલભુષણ. ૨૬

માનવતા સાચી શિખવાડી (૨)
વિમળતા નૈતિક દેખાડી (૨)
અભિરૂચી સત્યે તરવરતી........... કુલભુષણ. ૨૭

ગૃહલક્ષ્મીને ગણુતો જ ફુલી (૨)
અપકાર થયા કર્તવ્ય ભુલી (૨)
એ સ્મરણે કાયા થરથરતી.............. કુલભુષણ. ૨૮

---

પ્રતિકાર કર્યો વિપરીત રીતે (૨)
અઘટીત હતું બધું એ ખચીતે (૨)
સંયમ ત્યાં કેવો જાળવતી ?........... કુલભુષણ. ૨૯

"ભુલ માનવ માત્ર કરે," સમજી (૨)
દિલ સ્વચ્છ થવા છેલ્લી અરજી (૨)
ગુણુ હોય ક્ષમા જેવી ધરતી........... કુલભુષણ. ૩૦

---

## દુઃખનાં ઝાડ. ૧૭૦

ખોપરીયે રાંધી ખીર જમ્યાં પણુ ત્હોયે જીવીયે (૨)
શું દિનકરનાં અજવાળાં લાજે ? લાખો દીવીયે (૨)
ભેદ્યાં ઉર મારી કટારી } ૨
માનવતા નાખી ઉતારી }
ગતિ કર્મ તણી છે ન્યારી
ફાટયું નભ કયાં શિવીયે ?............... ખોપરીયે. ૧

કાળજડાં નાખ્યાં કોરી }
લુંણુ હરામીએ કરી ચોરી }
પણુ લાંબી જીવન દોરી
જ્યાં વિધિ દોરે દોરવીયે ?............... ખોપરીયે. ૨

શિર દુઃખનાં ઝાડજ ઉગ્યાં } (૨)
પણ પાપીને નવ પુગ્યાં }
મિથ્યા મલોખાં ચુગ્યાં
ફંદે ક્યાંથી ફાવીયે?................ ખોપરીયે. ૩

ફફડે પંખી ભાલામાં, } (૨)
વિખવાદ કર્યા વ્હાલામાં; }
ભર્યું ઝેર અમિ પ્યાલામાં,
ક્યાં ક્યાં કોને વિનવીયે?............ ખોપરીયે. ૪

કાઢ્યાં કપટે વનવાસે, } (૨)
એ સ્મરીયે શ્વાસેશ્વાસે; }
અમ આશ રહી આકાશે,
હઈડાં ક્યાં જઈ ઠાલવીયે?............. ખોપરીયે. ૫

રઘુવીર જેને રાખે, } (૨)
કહો કોણ તેને ચાખે? }
એ અનુભવ જીવન આખે,
ધોખો કોનો લાવીયે?.............. ખોપરીયે. ૬

---

## નિર્ભય સ્થાન. ૧૭૧

શોધ કરી કોઈ મુંને બતાવો,
નિર્ભય સ્થાનક એવું;
ત્રિવિધી તાપના દવથી દાઝેલું;
થાય ઠરી હીમ જેવું...... શોધ. ૧

ભીતિ ન હોય નિરાશ થવા કદી; અંગ ઉમંગની રેલે સદા નદી,
સ્વપ્ને સુણાય ન નામેજ વિપદી,
કોનું ન કંઈ લેવું દેવું........... શોધ. ૨

સ્વારથની ગંધ હોય ન જ્યાં કસી; શુદ્ધ પ્રીતે ઉર ઉર મળે ધસી,
ન્યાય નીતિ બળ રહે વિલસી,
મન લોભે "આ સ્થાનક કેવું" ?........ શોધ. ૩

વિશ્વાસઘાત જ્યાં થાય ન ફંદે; ભીંજે જીવાત્મા બ્રહ્માનંદે,
શાસ્ત્ર પુરાણ સૌ સ્નેહેથી વંદે,
જ્યમ ગોકુળ મીઠું કેવું ?........... શોધ. ૪

દ્વંદ્વની પાંખો વિના જીવ ઉડે; વૃત્તિ મલીન ન વાસના ધુડે,
છંટાય છાંટણાં કૃપા કેસુડે;
દિપવાળી નવસેંને નેવું............... શોધ. ૫

આશા નિરાશાની ભુલભુલામણી; માયા ન મોહ કરે અલખામણી,
અજરામર શાન્તિની દિવ્ય વધામણી,
જ્ઞાન સીંચે સુધા જેવું ............... શોધ. ૬

હોય ન બંધન પામરતાનાં, પુરાં જ્યાં પારખાં બુદ્ધિ-મતાનાં;
સ્મારક સત્ય હૃદય શુદ્ધતાનાં,
વૈકુંઠ વિસરે તેવું.................... શોધ. ૭

---

## ચકલાંને ચણ. ૧૭૨

ચરકલીયાં દાણા ચરજો રે (૨)
આ માલ તમારા બાપનો છેજી,
ભીતિનો કંઈ ધરશો ના પરિતાપ (૨)
સંપુરણ અહિં રખવાળાંરે (૨) નથી માંજર કુતરાં કાળાંરે (૨)... આ. ૧
બદલો કંઈ કંઈ પાપ તણો ટળી જાય (૨)
છે કણ કણ નામ તમારાંરે (૨) ભેળાં સદભાગ્ય અમારાંરે (૨)... આ. ૨
કુદરતની કંઈ કૌતુકતા સમજાય (૨)
વાણી સુકોમળ મીઠીરે (૨) મન રંજન પુરણ દીઠીરે (૨)... આ. ૩
નિર્દોષી ઘો સંતોષી આશિષ (૨)
ધંધામાં રસ બસ આવેરે (૨) સંકટથી ઇશ બચાવેરે (૨)... આ. ૪

---

## લાગણીયોનાં પુર. ૧૭૩

પુર લાગણીયોનાં ઉરમાં,
નવ કંઇ શિખવ્યાં આવતાં;
પીરસેલ ભાણે ભુખ વિના,
શું ભોજન ભાવતાં?................ પુર. ૧

ચમડીમાં લાગે ચટકી (૨)
કે બોલે માથાં પટકી (૨)
રોકયાં રહે શું અટકી? પાણી આંખે લાવતાં. પુર. ૨

પ્રસુતીની કેવી પીડા (૨)
પણ વંઝાને મન ક્રિડા (૨)
લપકારે જ્યમ કાકીડા, સામાસામી ધાવતાં... પુર. ૩

---

## અંતિમ નિવેદન. ૧૭૪

તન મન ધને પામર પુરો કરી શું શકે જીવન ધરી,
સ્વપ્ને નથી જ્યાં આશરો ત્રિલોકમાં વિના હરી;
ભાવે કભાવે જો કદી જુગદીશ પ્રેમ વડે જપ્યા,
કર્યું મેં કશું આમાં નથી સહુ રામ સ્વામીની કૃપા. ૧

ક્ષન્તવ્યતા યાચું હવે ભુલચુક માટે વિનયથી,
વાંચક ગણોને કારણે જે યત્ન કીધો છે મથી;
વિનોદથી શાન્તિ મળે કંઈ ત્રિવિધી તાપે જો તપ્યા,
કર્યું મેં કશું આમાં નથી સહુ રામ સ્વામીની કૃપા. ૨

જે નામ કરૂણા સિન્ધુનો મહીમા સદા ધારણ કરે,
પ્રત્યેક પ્રાણીના વળી સમભાવથી ભય સહુ હરે;

ઝરણાં ઝરે આશિષનાં રક્ષણ કરે રહીને છુપા,
કર્યું મેં કશું આમાં નથી સહુ રામ સ્વામીની કૃપા. ૩

દર્શન વૃથા જાતાં નથી આવ્યો અનુભવ એ મને,
અધિકાર વિણ સેવા અરે શું એમની સહેજે બને?
અવસર ગયો ક્યાંથી જડે? દિન રાત અંતર વિલપ્યા,
કર્યું મેં કશું આમાં નથી સહુ રામ સ્વામીની કૃપા. ૪

પારસ મળે રમતાં રમત પિછાણ પણ પાકી પડે,
સદ્‌ભાગ્યનાં સુસ્મરણ એ આવી મળે પુણ્યો વડે;
એ લાભ કંઈ ઓછો નથી ગરીબાઈમાં છોને ખપ્યા,
કર્યું મેં કશું આમાં નથી સહુ રામ સ્વામીની કૃપા. ૫

ॐ शान्तिः ॐ शान्तिः ॐ शान्तिः

